ગુર્જરકુંજની રસરસિયેણ શકુન્તલાઓ !

૧, 'હસ્તિનાપુરને પાટે રાજર્ષિ શું તપસ્વિની,
આશે ચન્દ્રકલા જેવી, સિંહાસને વિરાજશે,
ચક્રવર્તી થશે ત્હારેઃ' એવું પૂર્વે હતું વર.

૨, ઉગ્યા પછી બહુ ય આથમતા જ સૂર્ય,
વીતી બહુ ય રજની પણ પૂર્ણિમાની;
નક્ષત્ર રાશિ ગ્રહ-કંઇ ઉગી અસ્ત પામ્યા;
એ આર્ષ વાણી ફળતો ન ઉગ્યો જ યોગ.

૩, ગંગોત્રી-જમનોત્રીના ઉર્મિઓ ઉછળ્યે જતા;
વિશ્વના ન્હેણની પેઠે એ ય પાણી વહી જતાં.

૪, પછી મહાપુણ્યવતો યશસ્વી,
સોળ કળા પૂનમચન્દ્ર જેવો,
યમુનાતીરે ત્હાં પુરુવંશ આવ્યો;
ને સ્થાપિયું પૌરવપુર ત્યાંહિ.

૫, અકેકથી અધિકા એ, શૃંગો શા ગિરિમાળને,
હતા મહાનુભાવો સૌ રાજર્ષિ હસ્તિનાપુરે.

૨

૧, હિમાદ્રિને ચરણ હરિણી મ્હાલતાં મન્દ મન્દ,
ઘેરાં ઘેરાં ગગન ઉડતાં ધૂમ્ર કેરાં વિમાન;
વ્હેતી'તી જ્ય્હાં સરિત, ઋષિના પુણ્યના ન્હેણ જેવી,
ત્હાં વનખોળે વસતી ભોળી કો મૃગોમાં મૃગાક્ષી.

## ૯

૨૦, પૂર્ણિમાનો ચન્દ્ર પૂરે ચન્દ્રિકાનાં સરોવરો;
એવાં આ છલકે આંકો ચાલે યે રસનાં સરો.

## ૫

૨૧, રસની, સ્નેહની, તપની, વડી ભારતમાતની,
કાલિદાસની વાર્તા આ અપું, રચો, ફળજો, સખિ!

૨૨, સુજ ગુર્જરકુંજવાસિનિ!
કોકિલકંઠિ! કપોતપંખિણિ!
ઉડજો, પિયુને ઉડાવજો;
તુજને આભ અનન્ત ન્હોતરે.

૨૩, આર્યજૂનું આર્યાવર્ત થયું ભારતવર્ષ આ,
તે પૂર્વેથી રસ પાયે દુષ્યન્તને શકુન્તલા.

૨૪, નવપાંખની આ શકુન્તલા!
રસકોડે ઉછરેલી આ લતા!
તપને ય ભૂલીશ ના! ફલે
તપના આતપમાં રસાળ એ.

૨૫, પિયુને પ્રેમનાં પાજો એવાં કલ્યાણનાં અમી;
ભરત શા, લાડિલી! ત્હારા થજો પુત્રો પરાક્રમી.

પ્રેમભક્તિ

# પ્રસ્તાવના

શકુન્તલા એટલે નાટકોની રસરાણી.

મહારાજ દુષ્યન્તદેવે માલિનીતીરની એ તપસ્વિનીને હસ્તિનાપુરને રાજસિંહાસને સ્થાપી. મહાકવિ કાલિદાસે હસ્તિનાપુરની એ મહારાણીને રસજગતને રસસિંહાસને સ્થાપી. શકુન્તલા

શકુન્તલા એટલે તપસ્વિની, મહારાણી, રસેશ્વરી. શકુન્તલા એટલે રંગભૂમિની મહાદેવી.

અને શકુન્તલાને હતા ત્રણ જનકો. મહેન્દ્રનું સિંહાસન ડોલાવતી ઉગ્ર તપશ્ચર્યાનો સકલ પુણ્યસંચય ભાગ્યમાં સમર્પી જન્મદાતા તપસ્વી કૌશિક એના દેહપિતા. તપોવનમાં એને ઉછેરતા, એના પ્રતિકૂળ દૈવને સન્તોષવા તીર્થયાત્રા કરતા, મહર્ષિ કણ્વ એના ધર્મપિતા. અને રસઅંજલિ છાંટીને એના સંજીવનદાતા, 'કવિકુલગુરુ' બિરદથી પૃથ્વીપ્રખ્યાત રસર્ષિ કાલિદાસ એના રસપિતા. પરાક્રમી પુત્રોથી ઘણાં ખરાં વિશ્વવિખ્યાત થાય છે; રસપુત્રીની પરમ તપવાર્તા અને રસકથાથી કાલિદાસ વિશ્વવિખ્યાત થયા.

કાલિદાસ એટલે શકુન્તલાના રસપિતા; શકુન્તલા એટલે કાલિદાસની રસપુત્રી.

ભાસ્કરાચાર્ય ને લીલાવતી કરતાં યે અધિકાં છે એ રસલોકનાં પિતાપુત્રી.

**ઇતિહાસવિપ્લવોમાં શકુન્તલા નાટક.**

ભિન્ન ભિન્ન ભાવનાની પલટાતી ઋતુઓ, કાવ્યરસિકોની કાવ્યરુચિના ચિત્રવિચિત્ર વિપ્લવો, ઇતિહાસના અસ્તોદય, દિલ્લસુરીઓનાં સવાર ને સન્ધ્યા, કલાનાં—સૌન્દર્યનાં—રસનાં ઉત્તરાયન ને દક્ષિણાયન; બે—બે હજાર વર્ષોનાં વિધવિધનાં અજવાળાંઅન્ધારાંના રંગબેરંગી યુગાન્તર, કાળસાગરના ભરતીઓટ સરિખડા, આવ્યા ગાજ્યા ને ગયા. પણ અવિરત ડોલતા સાગર વચ્ચે ખડકશિખરે પુણ્યમન્દિર માંડી વિરાજતી મહાદેવીની પેઠે, શકુન્તલાનું રસમન્દિર, મહાકાળનાં એ ઝંઝાનિલ અને તોફાની ઉથલપાથલોમાં યે રહ્યું છે, એક જયધ્વજ ફરકાવતું, સદા અડોલ ને અખંડ. રસસાગરની વચ્ચોવચ્ચ રસની દીવાદાંડી સમી યુગયુગથી શકુન્તલા ઉભી છે; ને કંઇ કંઇ મછવાઓને તેમ જ સફરી જહાજોને એ રસાર્ણવના રસમાર્ગ દાખવે છે.

આજથી બત્રીશ વર્ષ ઉપર, ઈ. સ. ૧૮૯૪ માં, મુંબઇનગરીમાં કાલિદાસ વિરચિત મૂળ સંસ્કૃત નાટક એક દક્ષિણી નાટકમંડળીએ ભજવ્યું હતું, ને હું યે ત્હારે ત્હાં એક પ્રેક્ષક હતો. મધરાતના દોઢ વાગ્યા સુધીમાં માત્ર પહેલા ચાર જ અંક ભજવાયા હતા. **सेयं याति शकुन्तला** વાળો શ્લોક તાળીઓના ધન્યવાદ વચ્ચે ત્રણ વાર ગવાયાનું આજે આટલે વર્ષે યે સાંભરે છે. સૂત્રધાર ઉચ્ચારે છે એમ સાચ્ચે જ **अभिरूपभूयिष्ठा** હતી એ પરિષદ: નહી ભણે છે કે **न किमपि परिहास्यते** એમ કાંઇ યે ત્હાં ઊણપ જેવું ભાસતું નહોતું:–સિવાય હું, કે મુજ સરિખા અન્ય કો ત્હાં હોય તો તે. એ પ્રસંગે ખરેખર ! હું તો પ્રેક્ષક જ હતો, શ્રોતા ન હતો. શકુન્તલાના ને કાલિદાસના કાવ્યમહિમા જ મ્હને ત્હાં ખેંચી ગયા હતા. પણ દેવમન્દિરે દેવમૂર્તિ શું વાણુવાર્તા તો કેટકેટલાંક કીધી છે? અને છતાં વાક્કર્યા વિના ય તે એ મન્દિરવાતાવરણમાંથી ધાર્મિકતા ને પુણ્યમયતાનાં દેવમાતા ભાવિક દર્શનોત્સવિયાં ઓછાં ભરી જાય છે? હું યે એ રસમન્દિરનો ભાવિક દર્શનોત્સવિયો હતો, ને કાલિદાસશકુન્તલાના રસધૂપના દેવસૌરભનો લેશે કંઇક ત્હાંથી લઇ વળ્યો હતો. ત્હારથી હતાં એમનાં મ્હને આકર્ષણ. બે ત્રણેક દાયકાની ભક્તિ પછી એ દેવમૂર્તિઓએ મુજ શું બોલવા માંડ્યું છે.

કાલિદાસનાં આકર્ષણ

ને નિમિત્ત વિના તો પ્રભુનિર્માણે ફળતાં નથી, નિમિત્ત વિના તો વિધિયોગે અધૂરા ઉતરે. ૧૯૨૧ ના નવેમ્બરડિસેમ્બરની કલકત્તામાની સરકારી રાજનીતિના પડછન્દારૂપે સરકારી નોકરીમાંથી રાજીનામું દીધા પછી ત્રણચારેક વર્ષે એક વિદ્યાવિલાસી સત્કુટુમ્બમાં શિક્ષકધર્મ સ્વીકારવાનો વળી મ્હારે વારો આવ્યો. ગુજરાતી ઈંગ્રેજી ને સંસ્કૃત કાવ્યો શીખવવાનાં આવ્યાં. મ્હેં તો પ્રથમથી જ કહ્યું'તું કે ભણેલાં જ સંસ્કૃત કાવ્ય

ભાષાન્તરનું નિમિત્ત

હું ભણાવી શકીશ—ને•મૂકે તો સહુ કોઇ યે ભણેલું જ ભણાવે છે ને? જન્મે, ગુણે, અવગુણે ને જીવને હું તો બ્રાહ્મણ છું, બ્રાહ્મણના પરમ ધર્મ આપણા સ્મૃતિકારે તો ભાખ્યા છે ભણવું ને ભણાવવું. એ કાવ્યરસિક ગુર્જરકુટુંબને ભણાવવાને, અને એમને નિમિત્તે સમસ્ત ગુર્જરદેશને ભારતીય રસસંસ્કૃતિના મુગટમૂર્તિ રસેશ્વર કાલિદાસની વિશ્વમોહિની કવિતા ભણાવવાને હું તો શકુન્તલાનું નાટક ભાષાન્તર કરી આ અર્પું છું. મુંબઇનગરીમાંના વસન્તોત્સવનો રસસમારંભ આની આટલી મુદ્રણત્વરાનું નિમિત્ત છે.

અને આજે તો કોઇક જ મહાપ્રજાની સાહિત્યકુંજ શકુન્તલાની રસપ્રતિમા વિનાની હશે. ભાષાન્તર એટલે જ છબિ, મૂળ નહીં. અને છતાં મૂર્તિપૂજક આપણી ભોમમાં કે અમૂર્તિપૂજક પરભોમમાં છબિવિહોણાં રસિકોનાં ઘર આજ કેટકેટલાં?

ભાષાન્તર એટલે જ છબિ

આછી–અધૂરી આ ભાષાન્તરે છબિ જ છે. વસન્તમાં ફૂલફોરમ શું ફોરમતું કાલિદાસનું પદલાલિત્ય જગજાહેર છે. પ્રૌઢ ગિર્વાણનું એ ગૌરવ સુકુમાર ગુજરાતીમાં કેટલુંક ઉતરશે! ધ્વનિ અને વ્યંગ તો આ નાટકમાં, ઘટાછૂપ્યા કોકિલશબ્દ સમા, સ્થળે સ્થળે ટહુકે છે. એ ટહુકાર સહુ યે સંભળાયા નહિ હોય; ને સાંભળેલા ટહુકારના યે આમાં પડઘા હશે. કાલિદાસની લાડકી બોલીનો મંજુલ કલરવ મૃદુલ ગુજરાતીમાં ઝીલી શકાય; એ માધુર્ય આમાં કેટલું ઝીલાયું છે તે તો રસપારખ જાણે. ગદ્યભાગમાં કાલિદાસીય શબ્દરચના પાળવા પ્રયત્ન છે. શકુન્તલામાંની ગદ્યશૈલી સરલ ગદ્યશૈલી નથી. લીલાથી, વિલાસથી સંચરતી, કુંકુમવર્ણાં પગલાં પાડતી હંસગતિએ જતી રસિકાની સખી એ લલિત વિલાસશૈલી છે. આમાં તો એનું ગુજરાતી અનુકરણ છે. એક ગુરૂસ્થાને બે લઘુ, પિંગળશાસ્ત્રના ભેળમાં એટલી માત્રામેળતા મૂકી, ત્હારે તો પા સદી–જૂની છે. શકુન્તલાનાં ચાર બીજાં ગુજરાતી ભાષાન્તરો જોયાં છે,

। ઓવોવાયતો સહુનો યે ચ્હણિ છું. રસજગત જેને અપ્રતિમ ભાખે છ ત્હેની આ પ્રતિમા ઉતારતો બેઠો છું એમાં યે ડહાપણું કેટલાંક ડ્હાય નહીં કહે. છતાં યે આપણુ ગુજરાતીઓ વિક્રમસંવતના ઉપાસકો છીએ, ને વિક્રમનો જયપ્રસંવત એ જ છે કાલિદાસનો-રસસંવત. વિક્રમથી ને કાલિદાસથી જ ગુજરાતીઓ તો વર્ષો ગણે છે, અમાપ કાલને માપે છે. એ યુગવર્તી ને શકસ્રષ્ટા ઇતિહાસપૂજ્યોની, એમની અમૃતછાંટી રસવેલેથી જ વીણેલી ફૂલપાંખડીએ, આરતી આજ ઉતારૂં છું.

જગતમાંની કો વિરલ મહાપ્રજાઓએ જ નિજ રાજધાનીઓને નિજ સંસ્કૃતિગંગાની ગંગોત્રીઓ કીધી છે. ઘણીખરીએ તો રાજમન્દિર ને સંસ્કૃતિમન્દિર પૃથક પૃથક રાખ્યાં છે. શ્રીસરોમમાં રાજ્ય ધર્મ વિદ્યા કલા વ્યાપારનાં મન્દિરો એથેન્સમાં ને રોમમાં જ હતાં ભારતવર્ષમાં નલીન્દ ને પાટલીપુત્ર, હસ્તિનાપુર ને કાશી, તક્ષશિલા ને લવકોટ નિરનિરાળાં જ રહ્યાં છે. પેરિસમાં ફ્રાન્સનું રાજમન્દિર ને સંસ્કૃતિમન્દિર ઉભય છે. ઇંગ્લાંડમાં ઓક્ષફર્ડ ને લંડન નોંખનોંખાં છે અર્વાચીન યુગમી હિન્દુ પાટનગરીઓ—પૃથ્વીરાજની દિલ્હી, મહારાણાઓનુ ચિતોડ, છત્રપતીનું પૂના, ખાલસાનું લાહોર—પાટનગરીઓ હતી, સંસ્કૃતિનગરીઓ ન હતી. છેક પ્રાચીન સમયમાં યે અયોધ્યા ને ચિત્રકૂટ, પાંચવપુર ને કણ્વાશ્રમ જૂદાં જૂદાં હતા. ભારતના ઇતિહાસમાં ઉજ્જયિની અપવાદ ભાસે છે. સાંદીપનીનો આશ્રમે ત્ય્હાં હતો, નેં ભર્તૃહરિનું સિંહાસને ત્ય્હાં હતું; વિક્રમાદિત્યનુ શકવર્તીત્વે ત્ય્હાં હતું, કાલિદાસની કવિતા યે ત્ય્હાં હતી. એ જ રાજનગરી હતી, એ જ ધર્મનગરી—મુક્તિપુરી હતી. બ્રહ્મચારી પયગમ્બર ઈશુ ખ્રીસ્ત એના સમકાલિન હતા. ભૂગોળખગોળનું એ મધ્યબિન્દુ હતું, અક્ષાંશરેખાંશ ત્ય્હાંથી મપાતા. અવન્તિકા ભારતવર્ષનું નાભિચક્ર હતી, વિરાટદેહનું યે તે ખરે મધ્ય ચક્ર હતી. બાણહર્ષવર્ધનના યુગમાં કનોજ હતું, કે તે પછી

'મતૃસંસ્કૃતિ-
ા ગંગોત્રીઓ

વિદ્યામ્હોરેલું વિજયનગર હતું, તેથી યે ઉજ્જયિની અધિકી હતી. વિદ્યા લક્ષ્મી, રાજપદ ધર્મમુગટ એ સર્વ યોગ સંગાથે પામે છે જગતની વિરલી કો ધન્ય નગરીઓ. એથેન્સ ને રોમ એવી ધન્ય નગરીઓ હતી; અવન્તિકા યે એવી ધન્ય વિરલી રાજનગરી હતી. મહાપ્રજાઓની સંસ્કૃતિગંગાઓ ત્હાંથી પ્રગટે છે. અવન્તિકા એમ ભારતીય સંસ્કૃતિની ભારતના મધ્ય યુગમાં પરમ ગંગોત્રી હતી.

**વાર્તાનું વસ્તુગૂંથણ**

મહાભારત એટલે આખ્યાનોનો મહાસાગર. ને શકુન્તલાની રંગવાર્તા યે મૂળે મહાભારતમાં છે. આદિ પર્વના અધ્યાય ૬૯ થી ૭૪—એમ પાંચ અધ્યાયમાં શકુન્તલોપાખ્યાન વિસ્તરેલું છે. એમાં દુષ્યન્તશકુન્તલાની મિલનકથા છે, લોકાપવાદની ભીરુતાથી પ્રિયતમાની ઉપેક્ષાકથા છે; શાપવિસ્મરણકથા નથી, મુદ્રાઅભિજ્ઞાનકથા નથી. ભારતકારને—રામાયણકારને સંસાર પૂજ્ય હતો. એમના નાયકોને લોકાપવાદ મહાશત્રુથી યે અધિક ક્ષત કરતો. એમનાં કાવ્યઆદર્શ સંસારઆદર્શ હતાં. બ્રહ્મવેદી સમ સંસાર એમને વન્દનીય હતો. કલારસિક કાલિદાસને એ સાદી જનવાર્તા અધૂરી ભાસી; મનુષ્યલોકની ભૂલો પ્રવર્તો ને લોકાપવાદે અન્તરસન્તોષ ન આપ્યો. એટલે વીંટી અને શાપના કથાભાગ કાલિદાસે ઉમેર્યા; ને એટલા જ ઉમેરણથી વાર્તા અને પાત્રોને ઉદ્ધાર્યાં. દુષ્યન્તરાજની ભીરુતા કે ભૂલ ન હતી, પ્રિયાની ઉપેક્ષા એ તો શાપસંભવ હતો. એ શાપે શકુન્તલાએ ન્હોતરેલો ન હતો, પણ ચિન્તનડૂબી દેવાંશિનીની એ સહજ હૃદયભૂલ હતી. અને પછી એ શાપને સાંગ કરવાને મુદ્રિકાનું સંભારણું આપવાની વાર્તા આવશ્યક થઈ. આમ નાયનાયિકા દેવાંશીની સહજ ભૂલનું મૂળ વાર્તાને રૂપાન્તર આપી હૃદયોના સહુનાં યે હૃદય કાલિદાસે શકુન્તલા ભણી આકર્ષ્યા; ને શાપતમસને માથે આળ ઓઢાડી દુષ્યન્તરાજને નિર્દોષ ઠરાવ્યા.

એવી મનુષ્યભૂલોને સમેટી લેઈ વિધિયોગની અભ્ય

ભૂમિકા ઉપર કવિએ વાર્તાને આમ મૂકી. મસારપૂજતા સંસારસ્મૃતિ સરિખડા ભારતને એમ કલાના રંગ ન્હડાવ્યા. મહાકવિઓની કલા ઉર્ધ્વગામિની જ હોય; વાર્તાને પાત્રોને વાંચકને સંસારને પગથિયે પગથિયે ઉંચે જ ન્હડાવે. કાલિદાસની કાવ્યકલા રાજસને સાત્વિકતામાં લઇ જઇને મૂકે છે. પારમમણિને અડવે ક્યારે સુવર્ણ જ થાય. મહાકવિઓ રસર્ષિઓ છે, ને મહર્ષિઓની પેઠે રસર્ષિઓ પણ જગઉદ્ધારક જ હોય

કાલિદાસનાં કે કાલિદાસની કાવ્યકલાના આજ સ્તુતિગાન ગવા એ તો ગાયું ગાવા જેવું છે. સંસ્કૃત સુભાષિતકારોએ કે ઇંગ્રેજ રસગુણજ્ઞોએ શું ઉણું રાખ્યું છે? અને તો યે કાલિદાસની

કાલિદાસની કાવ્યકલા

કાવ્યકલાના સૌન્દર્યદર્શન તો યુગે યુગે સદા નવલાં જ થવાનાં.

કાલિદાસની કાવ્યકલાનો પ્રથમ ગુણ તો ઉપર ભાખ્યો તે છે મહાકવિની કલા ઉદ્ધારક છે. વાર્તાને ને પાત્રોને ઉધ્ધારે છે, રાજસને સાત્વિક કરે છે, પાર્થિવમાંથી સૂક્ષ્મતા સરજે છે, ઇન્દ્રિયગોચરને અગોચર લોકમાં સ્થાપે છે. વસ્તુગૂંથણીની કવિની રસચાતુરી સન્ત સમી કલ્યાણક ને ઉધ્ધારક છે.

કાલિદાસને વિલાસકવિ કહેવ છે. **कालिदासो विलासः** એ સ્તુતિમન્ત્ર અધૂરો છે. ભાવલાલિત્ય, પદલાલિત્ય, ઉપમાલાલિત્ય; લાલિત્ય કાલિદાસનું જ છે. ને તેથી વિલાસકવિની વિશેષના ખોટી નથી, પણ અધૂરી છે. કાલિદાસને વિલાસકવિ ભાખનારા કણ્વનાં ને મારીચનાં તપોવનો વીસરી જાય છે, રઘુવંશના સ્વયંવરની રસસ્મૃતિઓમાં દિલીપનાં ધેનુચર્યાના તપ ભૂલી જાય છે. ભારતની રમકુંજોના કાલિદાસ રસરસિયા હતા; ને છતાં યે એ રસર્ષિ ભારતના

તપોવનોના ઉવેખણહાર ન હતા. રસ ને તપ, સ્નેહ ને સંયમ, પુણ્ય ને પ્રાયશ્ચિત્ત; ઉભયના જગમહિમા મહાકવિને સુગમ જ હતા.

કાલિદાસના Pathos: કાવ્યમાં નાટક રમ્ય, નાટકમાં શકુન્તલા, શકુન્તલામાં ચોથો અંક, ચોથા અંકમાં યે ચાર શ્લોકો: એ સુભાષિત-પ્રશસ્તિ કાલિદાસના Pathos ની પ્રશસ્તિ છે. કાલિદાસનું Heart-iology–હૃદયશાસ્ત્ર એકદેશી ન હતું. રામાયણભારતનાં સનાતન કાવ્ય-આદર્શ સંકોચિત નથી, વિશાળ હતાં. પિતા દશરથ, માતા કુન્તા, ભરત ને લક્ષ્મણ સમી–પાર્થ પાંડવો સમી બાન્ધવબેલડી, સીતા ને દ્રૌપદી સમી સતી સાધ્વી પત્નીઓ; કાવ્યકલા એટલે મદનનઉપાસક એ રસરસિયાંનું એકદર્શન એ ભારતરામાયણનો કાવ્યઆદર્શ નથી. કુલદર્શન–સંસારદર્શન એ ભારતરામાયણની કાવ્યભાવના છે. શકુન્તલામાં એ કાવ્યભાવનાને કાલિદાસે સન્માની છે. શકુન્તલા એટલે માત્ર રસરસિયેણ નહિં. શકુન્તલા એટલે રસિકા, તપસ્વિની, પુણ્યમૂર્તિ, મહાદેવી દુષ્યન્તની પ્રિયતમા, કણ્વની ધર્મપુત્રી, ભારતની રાજમાતા, વનવેલીઓની સાહેલડી. રાધાકૃષ્ણ વર્જી સંસ્કૃત સાહિત્યમાં અનુપમ રસનાયિકા, છતાં સંસ્કારિતા ને સંસ્કૃતિની પૂર્ણપ્રતિમા. શકુન્તલા એટલે રમરસિયેણ ગંગાગિણી.

ચિત્રમાના ફૂલ ને વાડીમાના ફૂલનો પ્રધાન ભેદ એ છે કે ચિત્રમાંનાં અનુકરણફૂલડાંમાં રંગદર્શન હોય, સૌરભદર્શન ન હોય. વાડીફૂલડાં તો રંગે રૂપાળાં ને સૌરભે મનોહારી હોય. એમ રસમ્હોર્યા કવિવરોની કાવ્યવાડીઓમાં વર્ણદર્શનના મનોહારીત્વ ઉપરાંત ધ્વનિવ્યંજનાના અદશ્ય દૈવી સુગન્ધ મઘમઘતા હોય. હવાઈઓના જેવી ધ્વનિની એવી રસહવાઈઓ આ નાટકના રસગગનમાં ઠામ ઠામ ફરે છે. ગુજરાતને આમાવાડિયે આંબાવાડિયે સંચરનાં ડમસે ડમસે વ્યસનોલ્લ ઓઝાય છે એમ કાલિદાસની યે રસકુંજે–કુંજે એ ધરા–

ણમા રસસિત્કાર શકુરે છે.

શબ્દોની યથાર્થતા, શબ્દોના Full import-સકલ અર્થ-સૌરભનો સદુપયોગ, હીરાના ઝળકાટ સમી શબ્દતેજસ્વિતા, કલા-વિધાનની રિદ્ધિમદ્ધિની એ ખૂબીઓ મહાકવિને લેખે તો ગૌણ જ ગણાય. શકુન્ત=પખી, ને શકુન્તલા=પખીઓની લાડિલી. કુંઝઆચ્છાદતા લતામંડપ સમો એ શબ્દદરનો ઉંડનો વાતાવરણ એ યે ન્હાનેરી કલા છે. ' જાતે '-હાકરી !' જેવા લાડરહેવા શબ્દપ્રયોગોની સુકુમારતા યે મહાકવિને સુયોગ્ય કંઇ મહાગુણ તો નથી. ઝાડને શકુન્તલા પાણી પાતી થાકી'તી' એ ઝાડનાં એટલે શું ? એ થાક શેનો ? અપ્સરાઓનું આવાગમન, મહેન્દ્રનું આમન્ત્રણ, દેવસૃષ્ટિનો વિરલ પ્રસંગોએ અદ્ભુતઅર્થાં સદુપયોગ એ કાવ્યસહામ જેવાને માટે વિરલ કલા ન લેખાય કલા એટલે Methol of Presentation & Unfolding-વાર્તાનો, ઉરભાવનો, રસમોન્દર્યનો ક્રમશઃ વિકાસ ને ઉદ્ઘાટનઃ એ અર્થમાં યે કલાપરીક્ષા પારખતાં શકુન્તલા અપૂરૂં નહી ઉતરે. પ્રથમદર્શનનો રસપ્રસંગ, લતામંડપમાંનો એકાન્તયોગ, વિરહવ્રતિયાઓનું સંયોગવિધાનઃ એ રસપાયરીનાં પગથિયે પગથિયે ન્હડતા કવિજડ્યાં રત્નચિતરામણના સૌન્દર્યઅર્થ ઉકેલતા જજો; કલિદાસની પરમ ઉદ્ઘાટનકલા ત્હાં પ્રત્યક્ષ થશે.

સારા યે નાટકના ગર્ભદ્વાર સમો પરમ કલાપ્રસંગ ત્હેને તો એક બાસે છે, મહકલધારિણીએ વલ્કલની ગાંઠો ઢીલી કરાવી તે. એ 'રસપ્રસંગમાં 'આખાએ આ નાટકનો અર્થસંદર્ભ છે. એ વલ્કલ ઢીલું થયું તે ઢીલું જ રહ્યું. વલ્કલધારિણી શકુન્તલાનું વલ્કલ ઢીલું થયું એનું જ આ નાટક છે. એટલી ઢીલપનાં યે પાંચ-૭ વર્ષનાં તપોવનવાસનાં પ્રાયશ્ચિત તપવાં પડ્યાં. તપોવનમાં, પુત્રરત્ન સાંપડ્યો,

પ્રાયશ્ચિત્ત પૂરાં થયે તપસ્વિની શકુન્તલા હસ્તિનાપુરની પટરાણી થઈ, ને પછી રાજર્ષિ ભરતે દિગ્વિજય કરી, ચક્રવર્તીત્વ સ્થાપી, આર્યાવર્તનો ભરતખંડ કીધો.

૨ મહાકવિઓની કવિતાનો પરમ ગુણ તો પ્રસાદ જ હોય. A Things of Beauty is a Joy for ever એ કવિઉક્તિની મહાકવિઓની કવિતા સદા સાક્ષી જ પૂરે. પ્રસાદ એટલે સકલ રસસામગ્રીમાંથી પરિણમતો રસાનન્દ. સૌન્દર્યમૂર્તિ સદા આહ્લાદ જ જન્માવે એ આહ્લાદ રાજસ્ હોય કે સાત્ત્વિક હોય તદનુસાર એ સૌન્દર્યમૂર્તિના યે રાજસ્ કે સાત્ત્વિક તેજજ્યોતિ પરખાય વાદળી સજીવન વર્ષે છે, કાલિદાસની રસકલા યે અમૃત વરસે છે સાક્ષાત્ મૂર્તિમન્ત સત્ક્રિયા શી શકુન્તલાની પુણ્યપ્રભા સાત્ત્વિક જ છે

આવી છે મહાકવિની રસપુત્રી શકુન્તલા, ને આવી છે એને સજીવન છાંટતી રસની અમૃતઅંજલિ શો કે બ્હેન્સન પાસેથી શકુન્તલાની આશા વૃથા છે. ગ્રીસની ભાગ્યનિર્માણની બન્ધન

જગતનાટકોમાં શકુન્તલા

જકડી ભીષણ Classicismમાં શકુન્તલાનું Romance શોધવું સુલભ નથી. Curse of the Ring નહીં, પણ વેમ્નરના પાર્સિફાલ ને શેક્સપિયરના રોમિયો-જ્યુલિયેટનો રસપ્રસંગ જો કો સમર્થ કથાકાર જગતને દે તો બીજું શકુન્તલા રચાય. જગતસાહિત્યના રસમીમાંસકો ભલે ભારતની કાવ્યકલાને શકુન્તલાથી પારખે કાવ્યકલાની ભારતીય ભરતીની પરમ રેખાઓ શકુન્તલા ને મેઘદૂત દોરે છે.

ત્હારે આ નાટકનો રસસન્દેશ શો છે? શકુન્તલાનો રસસન્દેશ છે રસકુંજ ને તપોવન. કાલિદાસનાં કલાસૌન્દર્યમુગ્ધ કેટલાક રસિકો શકુન્તલા નાટકમાંની રસકુંજ નિહાળે છે, તપોવન વિસારે છે. એ ખરૂં છે કે સંસ્કૃત સાહિત્યમાં રસમૂર્તિ શકુન્તલાની સહિયર તેથી જડવી સુલભ નથી. અને એ

નાટકનો રસસન્દેશ

રસરાણીને કાલિદાસે તો બાણી છે મૂર્તિમન્ત સત્ક્રિયા. ભારત ભાખે છે કે શકુન્તલા એટલે વસન્તનું ફૂલ, પણ વસન્તની ભૂલનું ફલ. દુષ્યન્તશકુન્તલાની વાર્તાવસ્તુમાં એ 'મત્સરઉતરી' 'અસમર્દી' વિ૰ છટાંછવાયાં મહાકવિએ વદેલાં વચનો શું નથી ઉચ્ચરતાં કે બધું યે યથાયોગ્ય ન હતું ? મનુષ્યકોટિના ભૂલદોષ વિધિપદમાં મૂકવા મહાકવિએ નિજ સકલ કલાસામર્થ્ય વાપર્યું છે. ત્હો યે આર્ય કવિનું આર્ય હૃદય ઉંડું ઉંડું ડખનું ઉચ્ચારાવે જ છે કે દુષ્યન્તરાજે અનાર્યપણું તો કીધું. એમ વાર્તામાં જ મહાકવિએ તપોવનની આવશ્યકતા સિદ્ધ કરી. આર્યસંસારની ભાવનામાં જ તપોવનને સનાતન સ્થાન છે. રાજમહેલવાસીઓ સંસારઅન્તે તરુમણિયાંનાં ધીમાં ધામ વસાવે એ તો દુષ્યન્તરાજ પણ ચક્રવર્તી પૌરવકુલનું મહાવ્રત ભાખે છે. વ્યક્તિઓના ને પ્રજાઓનાં ભૂલોનાં પ્રાયશ્ચિત્ત પૂરાં થવાં જ જોઇશે સંસાર એટલે કેવળ રસકુંજ નહીં. સનાતન આર્યત્વનો સંસારસન્દેશ તેમ જ રસકવિ કાલિદાસનો રસસન્દેશ અભિન્ન જ છે. સુવર્ણ એટલે ભક્તિ અને સૌન્દર્ય; સંસાર એટલે તપોવન તથા રસકુંજ.

# અનુક્રમણિકા

1 સર્જ્યું જે પ્હેલ્લું બ્રહ્મે,

વિધિવત હવિનો વહ્નિ જે, જેહ હોતા,
રાત્રીદીના વિધાતા,

શ્રવણ ગુણવતુ જે રહ્યુ વિશ્વ વ્યાપી,
જેને કહે બીજ સૌનું

પ્રકૃતિ કરી જ, જે પ્રાણીને પ્રાણ અર્પે:
પ્રત્યક્ષે આઠ એવા

રૂપધર ત્હમને રક્ષજો શમ્ભુનાથ

( નાન્દી થઇ રહ્યે )

**સૂત્રધાર:** ( નેપથ્ય ભણી મુખ કરી, નિહાળીને ) આર્યે ! નેપથ્ય વિધાનથી પરવાર્યાં હો તો જરા આમ આવશો ?

( પ્રવેશીને )

**નટી:** આર્યપુત્ર ! આ આવી

**સૂત્રધાર:** આર્યે ! બહુધા પંડિત જનોનો મળેલો છે આ સમારંભ ખરે ! કાલિદાસગ્રથિત વસ્તુનું 'શકુન્તલાનું અભિજ્ઞાન' એ નામનું નવીન નાટક લેઈને આપણે સમક્ષ ઉભવા યોગ્ય જ છે તે તો પ્રત્યેક પાત્રને કાજે શ્રમ લેશો

**નટી** આપે ભલેરો પ્રયોગ ગોઠવ્યે નહીં કાંઈ યે ઉણું ઉતરે

**સૂત્રધાર:** આર્યે ! ત્હમને ખરેખરૂં જ કહું છું કે
૨ વિદ્વજ્જન તોષ્યા વિણ ન માનું રૂડું પ્રયોગનું જ્ઞાન,
બળિયા ય શિક્ષિતોના નિજમાં ન આત્મશ્રદ્ધાળા હૈયાં

**નટી:** આર્ય ! એવું જ છે એ આ પછી કરવાનું આર્ય ફરમાવશે ?

**સૂત્રધાર** બીજું શું હોય આ સભાના શ્રવણ રીઝવવાના શિવાય ? તો આ, જરા તાજી જ બેઠેલી, માણવા સમોવડી, ગ્રીષ્મ ઋતુ વિશે કંઈક ગાવ હમણાં હમણાં તો

૩ રમત જલ ઝીલવા, ને પાટલસ્પર્શે સુગન્ધી વનવાયુ,
છાયડી નીંદણ ઢાળે રમ્ય જ આ દિનના નમતા પ્હોર

**નટી:** એમ જ છે (કહી ગાય છે)
૪ જરી જરી ભમરે ચુમ્યા, કુમળા કેસરકિરતો લટકન્તા.
સરગવ ફૂલડાં પ્હેરે કાને તો હૃદયાળી પ્રમદાઓ

**સૂત્રધારઃ** આર્યે! રૂડું ગાયું. અહો! રાગબાંધી ચિત્તવૃત્તિથી ચીતર્યા સમો જ છે ફરતો આ રંગમંડપ તો. ત્હારે હવે કિયું પ્રકરણ લેઇને એમને આરાધીશું?

**નટીઃ** ખરે! આર્યમિશ્રે તો પ્રથમથી જ ફરમાવ્યું છે ને કે 'શકુન્તલાનું સંભારણું' નામ અપૂર્વ નાટક પ્રયોગ ભજવવાનો છે આજ?

**સૂત્રધારઃ** આર્યે! ઠીક સંભારાવ્યું મ્હને. આ ક્ષણે તો ખરે! વીસર્યો'તો જ હું તે. કાં કે

૫. તણાયો ચિત્તહારી એ તાહરા ગીતરાગમાં:
તેજી સારંગના વેગે જેમ દુષ્યન્તરાજ આ.

(કહી બન્ને ય જાય છે)

પ્રસ્તાવના સમાપ્ત.



( પછી પ્રવેશે છે રથમાં મૃગ પૂંઠે પડેલો, હાથમાં બાણચાપવન્તો રાજા દુષ્યન્ત, તથા સારથી. )

**સારથી:** (રાજાને ને મૃગને અવલોકીને ) આયુષ્યમાન !

૬. કાળિયારે નાંખું દૃષ્ટિ, ને ધનુષ્સજ્જ આપ શું,
મૃગ પૂઠે પડ્યા જાણે પેખું સાક્ષાત્ પિનાકીને.

રાજાઃ સારથી ! આઘે આવી ર્‌હડ્યા કાળિયારઆકર્ષ્યા
આપણે તો. ને વળી અત્યહારે યે તે

૭. ડોકી વાળ્ય રૂપાળો,
ક્ષણ ક્ષણ નજરે નાંખતો રથ ધપન્તે,

ઝાઝેરી પ્રોઇ જાણે
શરપતનભયે પીઠ તો પૂર્વકાયે;

જીવન જ મૃગલાંનાં ક્યહાં ખરે! લોલકા શા!
નૃપ! તમ વરસ્યા આ વજ્રતીખા શરો ક્યહાં?

૧૧ માટે આ ભલું સાધેલું ઉતારો બાણ, આપના
પીડ્યાને રક્ષવા શસ્ત્રો, ન નિરપરાધી મારવા.

રાજા  આ પાછુ વાળુ છુ ભાથે.'

(કહી બોલ્યા પ્રમાણે કરે છે)

વૈખાનસઃ એ જ સોહે છે પુરુવંશના કુલદીપક આપને તો.

૧૨. જન્મ જેનો પુરુવંશે, શોભે તે આપને જ એ,
પુત્રે એવો ગુણવન્તો ચક્રવર્તી જ પામજો!

બીજાઓ: (હાથ ઉંચા કરીને) સર્વથા ચક્રવર્તી પુત્રને પામજો!

રાજા: (પ્રણામ સાથે) અંગીકારૂ છુ બ્રાહ્મણવેણને

વૈખાનસ રાજવી! સમિધ વીણી આણવા નીકળ્યા છીએ
અમે. આ પેલો મ્હણે માલિનીતીર ક્રને કુલપતિ
કણ્વનો આશ્રમ દેખાય છે. તે જો અન્ય કાર્ય
અવરોધતા ન હોય તો પધારિયે ને સ્વીકારિયે
અતિથિસત્કારને અને વળી

૧૩. નિરખી તપોધનોના વિઘ્નનિવાર્યા ધર્મકર્મ રમ્ય,
'પણછઅંક સોહન્તા મુજ ભુજ રક્ષે કેટલુ?' એ ન્હાળો

રાજા  ને શું વિરાજે છે અહિયા કુલપતિ યે?

**વખાનસઃ** અત્યહારે તો તે દુહિતા શકુન્તલાને અતિથિ-સત્કાર કાજે નીમીને એના પ્રતિકૂળ દૈવને સન્તોખવાને સોમતીર્થે સંચર્યા છે.

**રાજાઃ** ભલે. તો ત્હેમનાં દર્શન લઉં. ને એ ખરે! ભક્તિજાણુ મ્હારી મહર્ષિજીને કરશે.

**વૈખાનસઃ** તો અમે રજા લઇએ વન જવા.

( કહી શિષ્યો સાથે સિધાવે છે. )

**રાજાઃ** સારથી! ઘોડા ચલાવ. પુણ્યાશ્રમનાં દર્શને જરા આત્માને પાવન કરીએ.

**સારથીઃ** જેવી આજ્ઞા આયુષ્યમાનની.

( કહી વળી રથવેગ નિરૂપે છે. )

**રાજાઃ** ( ચોમેર અવલોકીને ) સૂત! વણકથ્યે યે જણાય જ છે કે આ આશ્રમસીમ તપોવનની છે.

**સારથીઃ** શાથી જાણ્યું મહારાજે?

**રાજાઃ** કેમ? નથી જોતો તું? અંહિયાં જ

૧૪. શુકના કોટરને મુખેથી પડિયો સામો જ વૃક્ષો નીચે,
ચળકે છે કયંહિ પત્થરો ય ચીકણા ઇંગોળિયાં ફોડિયાં;
ને રથઘોષ ખમે, ગતિ ન બદલે વિશ્વાસપામ્યાં મૃગો:
આંક્યા વલ્કલકોરથી ટપકતાં ટીપે પથો કુંડના.

અને વળી

૧૮. સાચે જ આ દેહે સ્વભાવસુન્દર,
હેને કરે કોઈ સધાવવા તપઃ
મિથ્યાઃ નીલા પદ્મની પત્રધારથી
શમીલતા તે ઋષિ છેદવા મથે.

વારૂ-વૃક્ષોમાં સન્તાયેલો જ આમ ઠરીને જરા એને નિહાળું. (કહી તેમ કરે છે.)

શકુન્તલાઃ સખિ અનસૂયા! પ્રિયંવદાએ અતિ સજ્જ-આંધ્યા આ વલ્કલથી જકડાઈ ગઇ છું હું. જરા ઢીલું કર જો એને.

અનસૂયાઃ ભલે. (કહી ઢીલું કરે છે.)

પ્રિયંવદાઃ (હસીને) એમાં તો પયોધરવિસ્તરતા નિજના જોબનને ઠપકો દે ને. મ્હને શાને ઠપકો દે છે જો?

રાજાઃ ખરે! અણઘટતું જ છે એના દેહને એ વલ્કલ. એ સાચું કહે છે.

૧૯. ઝીણુકી ઝીણુકી ગાઠે ઓઢિયું સ્કન્ધદેશે,
સ્તનયુગલ વિશાળાં ઢાંકતું, વલ્કલે આ
ખીલવતું નથી કાન્તિ એહ નવજોબનાની;
ફૂલ જયમ સપડાયું પીળુડાં પાન મધ્યે.

અને વળી શણગારલક્ષ્મીને નથી પોષતું એ નથી. કારણ કે

૨૦. સરઝૂલતું જ પદ્મે રમ્ય શેવાળવીંટયું,
મલિન સમું શશાંકે ચન્દ્રશોભા વધારે;
ત્યમ વધુ મનહરણી તન્વી આ વલ્કલે યે:
શું ય નવ શણગારે માધુરી મૂર્તિઓને ?

શકુન્તલા: (આગે અવલોકીને) આ વાયુહલાવી :પલ્લવઅંગુલીએ ઉતાવળ કરાવે છે મ્હને બકુલ છોડવો. જરા એનો યે સત્કાર કરૂં. (કહી ચાલે છે.)

પ્રિયંવદા: અલી શકુન્તલા ! અંહી જ જરા ઘડીક ઉભી રહે; એટલે ત્હારા કને ગયે લતાજોડલી પામ્યા શો આ બકુલ છોડ સોહાય.

શકુન્તલા: આવું આવું બોલવે જ ખરે! પ્રિયંવદા છો તું.

રાજા: ગમતું પણ છે ત્હેવું જ કહ્યું શકુન્તલાને પ્રિયંવદાએ. એને તો ખરે!

(૨૧) અધર કુંપળરંગીલો, કુમળી ડાંખળી સરિખી કરવેલો;
ફૂલડાં સમ લોભવતું યૌવન એને અંગ અંગ ફૂલતું.

અનસૂયા: અલી શકુન્તલા! આ નવમલ્લિકા: આંબાની—મનશોધ્યા વરની વધૂ: ત્હેં નામ પાડ્યું છે વનચન્દ્રની તે. એને વીસરી છો તું.

શકુન્તલા: તો તો પોતાને ય હું વીસરૂં. (વેલી કને જઈ અવલોકીને) અલી! ખરે! ધન્ય કાળે જ ભેટો થયો ભાસે છે વેલીવૃક્ષનાં આ જોડલાંનો: નવફૂલડે

જોબનફૂલી 'વનચન્દની ને ઘેરી પલ્લવઘટાળા
માણવા શા આ આંબાનો.

( કહી નિહાળન્તી ઉભે છે.)

પ્રિયંવદાઃ અનસૂયા! તું કંઇ જાણે છે કે કેમ શકુન્તલા વનચન્દનીને ધારી ધારીને આવંડી નિરખી રહી છે?

અનસૂયાઃ નથી ખરે! મનમાં ઉગતું કંઇ કહે.

પ્રિયંવદાઃ એ તો 'વનચન્દની જેમ અનુરૂપ વૃક્ષને વરી, એમ હું ય તે મ્હારે અનુરૂપ વરને પામું' એમ ધારીને.

શકુન્તલાઃ એ જ છે ખરે! ત્હારો આતમવાસી મનોરથ.
( કહીને કળશ ઢાળે છે. )

રાજાઃ —ને રખે! કુલપતિની આ પરવણીં બાઇજન્મી તો ન હોય! અથવા એ સન્દેહ શા?

૨૨. મુજ આર્ય ધારે ઉર કોડ એહના,
તો છે ખરે! ક્ષત્રિયયોગ્ય બાળ તે;
શંકા પડે સજ્જનને કશા—ય—માં,
પ્રમાણ તો અન્તરભાવ એહનો.

ત્હો યે તત્ત્વતઃ એને ઓળખી લઇશ.

શકુન્તલાઃ ( ચમકીને ) અરે મ્હને! જલસીંચનથી ખ્હાવરો ઉઠેલો નવમલ્લિકાને તરછોડીને મ્હારે મુખડે ભમે છે ભમરો આ. ( કહી ભમરાને નિરોધવાનું નિરૂપે છે. )

રાજા: ( કોડથી )

૨૩. કટાક્ષે નાચન્તી વળી વળી અડે લોલ દગ તું;
રહસ્યો ફૂલ્હેતો શો મધુર ગગણે કર્ણ જઈને;
કરો વીંઝે ત્‍હો યે અધરઅમીનો સાર તું પીએ:
તું જીત્યો–હું હાર્યો ભ્રમર ! રસના તત્વમથને.

શકુન્તલા: આ દુષ્ટ તો નથી જંપતો. હું બીજે જઈશ. ( એક ડગલું ભરીને ) કેમ ? અંહિયાં યે આવ છ તું ? અલીઓ ! રક્ષો મ્હને—આ દુર્વિનયી ભમરાથી હારેલીને.

બન્ને સખીઓ: અમે કોણ ત્‍હારાં રક્ષણહારાં ! દુષ્યન્તરાજને ન્હોતર. તપોવનો માત્ર છે રાજરક્ષાને જ યોગ્ય.

રાજા: અવસર છે આ જાહેર થવાનો. મા બ્હીશો–મ બ્હીશો–( એમ અર્ધુંક બોલી સ્વગત ) તો રાજભાવ છતો થશે. વારૂ–જરા આમ કહીશ ત્‍હારે.

શકુન્તલા: ( એક ડગલું ભરી હલીને, દષ્ટિબાણ ફેંકતી ) કેમ, અંહિયાં યે મ્હારી પાછળ ભમે છે ને ?

રાજા: ( સત્વર સમીપે સંચરીને )

૨૪ પૌરવ પાળે પૃથ્વી, દુર્જનને દે દંડ સદા, ત્‍હાં યે
મુગ્ધ તપસ્વીકન્યા પ્રતિ આ અવિનયને કો આચરતો ?

( સર્વે રાજાને દેખીને કંઈક જાણે ચમકે છે. )

**અનસૂયા:** આર્ય ! ન્હોતું ખરે ! કાંઈ યે મહાઅશુભ. આ તો અમારી પ્રિય સખી ભમરાપજવી ગાભરી થઈ'તી. ( કહી શકુન્તલાને દાખવે છે. )

**રાજા:** ( શકુન્તલા ભણી મુખ કરીને ) તપ તો વાધે છે ને ?

( શકુન્તલા મનક્ષોભમૂંઝઇ અબોલ ઉભે છે )

**અનસૂયા:** અત્યહારે અતિથિવર સાંપડયો છે. અલી શકુન્તલા ! પર્ણશાળાએ જા, ને ફલમિશ્ર અર્ઘ આણ. આ પાદોદક થશે.

**રાજા:** આપનાં વિનયવેણે જ થઈ ગયું આતિથ્ય મ્હારૂં

**પ્રિયંવદા:** તો આ ગાઢ છાયાશીતળા સપ્તપર્ણને ઓટલે ઘડીક વિરાજીને વિનોદવાર્તાએ થાક ઉતારશો આર્ય ?

**રાજા:** ખરે ! ત્હમે ય તે આ કામથી થાકી ગયાં હશો જ.

**અનસૂયા:** અલી શકુન્તલા ! ઉચિત છે આપણે અતિથિની કને બેસવું તે. અંહિયાં બેશિયે.

( કહી સહુ બેસે છે. )

**શકુન્તલા:** ( આત્મગત ) કેમ વારૂ જાણે આમને પેખીને વનવિરોધી વિકાર સંચરે છે મુજમાં ?

**રાજા:** ( સહુને વિલોકીને ) અહા ! સમવયરૂપથી સલૂણું છે આપનું સહીપણું.

**પ્રિયંવદા:** ( જનાન્તિકે ) અનસૂયા! આ ચતુર, ગમ્ભીર મૂર્તિના, મીઠડું ને વ્હાલું ઉચ્ચરતા, પ્રભાવશાળી શા, કોણ લાગે છે વારૂ ?

**અનસુયા:** સખિ! મ્હને ય તે કુતૂહલ થાય છે. પૂછી જોઉં એમને જ જરા. ( પ્રકાશ ) આર્યના મધુર બોલડે જન્મેલો વિશ્વાસ મ્હને બોલાવે છે. આર્યથી કિયો રાજર્ષિવંશ સોહાય છે? કોણ–કોણ છે વિરહવિહ્વળાં જનો ? કિયો છે દેશ ? શા કારણે અતિ સુકોમળાં યે તપોવને આવવાના પરિશ્રમમાં પોતે પગલાં કીધાં છે ?

**શકુન્તલા:** ( આત્મગત ) હૈયા ! ઉતાવળું થા મા. જે તું ચિન્તવે છે તે અનસૂયા બોલે છે.

**રાજા:** ( આત્મગત ) કઈ વિધે હવે હું છતો થાઉં ? શી રીતે વા નિજને છૂપાવું ? વારૂ, આમ જરા એમને કહું. ( પ્રકાશ ) સુબુદ્ધિનીઓ ! પૌરવરાજે ધર્માધિકારે નિયોજેલો જે, તે હું નિર્વિઘ્ને ધર્મક્રિયાઓ થતી નિહાળવા આવ્યો છું ધર્મારણ્યે.

**અનસૂયા:** સનાથ જ છે અત્યારે તો ધર્મચારીઓ.

( શકુન્તલા શૃંગારલજ્જા નિરૂપે છે. )

**સખીઓ:** ( બન્નેનાં આચરણ નાણીને, જનાન્તિકે ) અલી શકુન્તલા! જો અહીં આજ તાત હાજર હોત તો–

( શકુન્તલા સખીને અંગુલીથી તરછોડે છે. )

રાજા: આપે ઠીક પારખ્યું. સચ્ચરિત સુણવાને લોભે મ્હારે છે બીજું યે પૂછવા શું.

પ્રિયંવદા: સુખેથી પૂછો. અપ્રતિબન્ધે પ્રશ્નો પૂછાય તપસ્વી જનને તો.

રાજા: તો આટલું જાણવા ઇચ્છું છું તમ સખી વિશે

૨૬ ત્હેણે ધર્યું મદનકેલિ ય રોધનારૂં
આ તાપસીવ્રત, શું લગ્ન સુધીનું છે તે?
કે, સાવ નિજ સમી આંખડીઓથી વ્હાલી,
રહેશે જ શું મૃગલિઓ મંહી એ મૃગાક્ષી?

પ્રિયંવદા: આર્ય! ધર્માચરણમાં યે પરવશ છે આ જન તો. પણ ગુરુજીનો એને સમોવડ વરને આપવાનો સંકલ્પ છે.

રાજા: ( આત્મગત ) ખરે! દુર્લભ નથી આ અભિલાષ.

૨૭ હોંશ ન હારીશ, હૈયા! સમાધાન શંકાનું જડશું હાવાં;
ધારે અગ્નિ તું જેને, એ તો છે આ મણિ માણવા સરિખું.

શકુન્તલા: ( રોષ કરતી જણે ) અનસૂયા! જાઉં છું હું તો.

અનસૂયા: શાને વાસ્તે?

કુન્તલા: આ અસંબદ્ધ બકનારી પ્રિયંવદાનું આર્ય ગૌતમીને જઇને નિવેદન કરૂં.

અનસૂયાઃ સખિ ! યોગ્ય નથી અતિથિવરને અસત્કાર્યા જ છાંડી સ્વચ્છન્દે જવું તે.

( ન કાંઈ યે બોલી શકુન્તલા જવા જ માડે છે )

રાજાઃ ( પકડવાને ઈચ્છતો નિજને જ પકડી રાખીને, આત્મગત ) અહો ! કર્યા સમોવડી જ છે કામી જનોની મનોવૃત્તિઓ. હું ય તે

૨૮. ઋષિપુત્રીની પૂંઠે જવાનું કર્યું, ત્ય્હાં તો વિનયે વાર્યો;
સ્થાનથી ઉઠયો નથી, પણ જઈને જાણે પાછો વળી આવ્યો.

પ્રિયંવદાઃ ( શકુન્તલાને રોકીને ) અલી ! ન ઘટે જવું ત્હને.

શકુન્તલાઃ ( ભ્રુકુટિ ચ્હડાવીને ) શાને માટે પણ ?

પ્રિયંવદાઃ છોડ સીંચવે બે દેવા છે ત્હારે મ્હારા. ચાલ ત્ય્હારે. પોતાને છોડાવી પછી જજે.

( કહી બળથી એને પાછી વાળે છે. )

રાજાઃ કલ્યાણી ! ઝાડવાં પાઇને છેક જ થાકેલી લાગે છે પોતે. તેથી જ ત્હેના

૨૯. હાથેળી ઘટ ઉચક્યે સુઅરૂણી, ખંભા નમેલા કંઈ,
ધડકાવે સ્તનને ચ્હડયો અધિકડો નિશ્વાસ અદ્યાપિ યે;
રૂંધતાં કર્ણશિરીષ સ્વેદકણનાં જામ્યાં મુખે ઝૂમખાં,
વેણીથી વિખરેલી, એક કરથી સારેલી, અલકો ઉડે.

તો હું જ એને ઋણછુટી કરૂં છુ. ( કહી વીંટી આપવા ધરે છે. )

( બન્ને ય નામમુદ્રાંકિતથી અક્ષરો વાંચી પરસ્પર નિહાળે છે. )

રાજા: રખે મ્હને બીજો કો માનતા. રાજવીની ભેટ છે આ–એટલું જ. મ્હને રાજપુરુષ ભલે માનજો.

પ્રિયંવદા: તો તો ન ઘટે એ વીંટીને આ અંગુલીથી વિછોડવી. આર્યના વચને જ અઋણી આવી છે એ. ( કંઇક હસીને ) અલી શકુન્તલા ! છુટ્ટી કીધી ત્હને આ અનુકમ્પાળા આર્યે–અથવા મહારાજે. જા હવે.

શકુન્તલા: ( આત્મગત ) જો પોતા પર મુજ સત્તા હોય તો ને ? ( પ્રકાશ ) કોણ છો તું છોડનારી કે રોકનારી ?

રાજા: ( શકુન્તલાને વિલોકીને આત્મગત ) કાં ?–હા–ખરે ! જેવો હું એનામાં, એવી જ એ ય તે મુજમાં હોય કદાચ. અથવા સ્થાન તો મળે છે મ્હારા અભિલાષને, કારણ કે

૩૦ સાંધે ન બોલ મુજ બોલની સંગ ત્હો ય
હું બોલું તો સુણતું વારી ય કાન દે તે;
સ્હામે ઉભે ન મુજ શું મુખ માંડી, સાચે,
ત્હેની ન ત્હો ય લગીરે દૃગ અન્ય ક્‌ય્હાંય.

( નેપથ્યમાં )

અહોહો ! તપસ્વી જનો ! પાસે જ રહેજો તપોવનનાં પ્રાણીની રક્ષાને કાજ. કાં કે સ્હામે સ્હડ્યો છે કંઇ મૃગયાવિહારી પૃથ્વીશ દુષ્યન્ત રાજવી.

( બન્ને ય નામમુદ્રાકોતર્યાં અક્ષરો વાંચી પરસ્પર નિહાળે છે )

**રાજા:** રખે મ્હને બીજો કો માનતા. રાજવીની ભેટ આ—એટલું જ. મ્હને રાજપુરુષ ભલે માનજો.

**પ્રિયંવદા:** તો તો ન ઘટે એ વીંટીને આ અંગુલીય વિછોડવી. આર્યના વચને જ અઋણી આવી ઈ એ. ( કંઈક હસીને ) અલી શકુન્તલા ! છુટી કીધ ત્હને આ અનુકમ્પાળા આર્યે—અથવા મહારાજે. જા હવે.

**શકુન્તલા:** ( આત્મગત ) જો પોતા પર મુજ સત્તા હોય તો ને ? ( પ્રકાશ ) કોણ છો તું છોડનારી કે રોધનારી ?

**રાજા:** ( શકુન્તલાને વિલોકીને આત્મગત ) ક્યાં ?—હા—અરે ! જેવો હું એનામાં, એવી જ એ ય તે મુજમાં હોય કદાચ. અથવા સ્થાન તો મળે છે મ્હારા અભિલાષને. કારણ કે

૩૦ ચાંપે ન બોલ મુજ બોલની સંગ ત્હો ય
હું બોલું તો મુખડું વાળી ય કાન દે તે;
સ્હામે ઉભે ન મુજ શું મુખ માંડી, સાચે,
ત્હેની ન ત્હો ય લગીરે દૃગ અન્ય ક્યાંય.

( નેપથ્યમાં )

અરેરે ! તપસ્વી જનો ! પાસે જ રહેજો તપોવનનાં પ્રાણીની રક્ષાને કાજ. કાં કે સ્હામે સ્હડચો છે કંઈ મૃગયાવિહારી પૃથ્વીશ દુષ્યન્ત રાજવી.

૩૧. હયખરીથી ઉઠેલી પૃથ્વિરેણુ
નમતી જ સાન્ધ્ય પ્રભા શી આ પડે છે,
તીડજૂથ સમી, આશ્રમદ્રુમે ને
તરુલટકયાં જલઆર્દ્ર વલ્કલે ચે,

અને વળી

૩૨. વૃક્ષો પાડયાં વિષમ ઝપટે, દન્તમાં ડાળ ઝુલે,
પાયઊખેડી વલય શી વીંટી વેલનો પાશબાંધ્યો,
વિખેરન્તો હરિણજૂથ, ને વિઘ્નમૂર્તિ શું તપની !
ધર્મારણ્યે રથથી ભડકયો આ જૂવો ! હાથી આવે.

( સર્વે કાન દઈ કાંઈક ચમકે છે.)

રાજા: ( આત્મગત ) અરે ! ધિક્કર છે. પુરજનો મ્હને શોધતા તપોવનને પજવે છે. ભલે. તો ત્હારે પાછો વળુ છું હું.

સખીઓ: આર્ય ! આ આરણ્યક વૃત્તાન્તથી ગાભરાં છિએ અમે. રજા દ્યો અમને પર્ણશાળાએ જવાની.

રાજા: ( પ્રકાશે ) પધારો આપ સૌ. અને હું ય તે આશ્રમપીડા જેમ ન થાય એમ પ્રયત્નશીલ થઇશ.

( સહુ ઉઠે છે )

સખીઓ: આર્ય ! અતિથિસત્કાર વણુદીધા છતાં યે ફરી વળી દર્શનનિમિત્ત પણ લજવાઇએ છીએ આર્યને 'આવજો' વીનવતાં.

રાજાઃ મા—મા કહો એવું. દર્શને યે આપનાં સન્મા-
નાંઉ છું જ હું.

( શકુન્તલા રાજાને અવલોકતી અવલોકતી, કંઇ કંઈ મિષે ખચપ સખીઓ સંગાથે જાય છે. )

રાજાઃ આછેરી છે ઉત્સુકતા નગર ભણી જવાની.
એટલે અનુચરોને જઈ મળીને તપોવનની પરો-
શમાં જ ડેરા નંખાવું. ખરેખર! નથી જ
નિજને નિવારી શકતો હું શકુન્તલા પ્રત્યેની
વૃત્તિપ્રવૃત્તિથી. મ્હારે ય તે

૩૩ તન ચાલે આગળ, પણ પાછળ ભાગે તડફડતું હૈયું;
સ્હામે પવને ધ્વજના લઈ જવાતા ચીની ચીર પેઠે.

( એમ સહુ જાય છે )

પ્રથમ અંક સમાપ્ત



દીઠી. હમણાં તો નગરે જવાનું મન કેમે ય તે નથી કરતા. આજ તો એમની એવી ને એવી જ ચિન્તનઘેરી આંખડલીમાં પ્રભાત ઉગ્યું. શી દશા ! જરા નિત્યક્રિયાઓથી પરવારે એટલે મળું. ( કહી ફરે છે ને અવલોકે છે. ) એ જ; હાથે ધનુર્ધારિણી ને વનપુષ્પની માલાઓ પ્હેરેલી યવનીઓથી ઘેરાયેલા આ ભણી જ પધારે છે પ્રિય મિત્ર. ભલ્લા અંગભંગ કરી ખુંધા જેવો થઇ ઉભું:—જો એમે ય કંઇ વિશ્રામ મળે તો. (કહી કાષ્ટદંડ ટેકવીને ઉભે છે.)

( પછી પ્રવેશે છે પૂર્વવર્ણવ્યા પરિવાર સંગાથે રાજવી )

રાજા: ૧. ખરે ! સુલભ નથી પ્રિય એ,
ઠરે ત્હો ય હૈયું ભાવદર્શનથી,
મદનજય ન માણયે યે
પરસ્પરની ઝંખના રંગ જગવે.

( સ્મિત કરીને ) વાંછિત જનની ચિત્તવૃત્તિ મનગમતી કલ્પનારા ને પ્રાર્થનારા આમ જ ઉપહાસને પામે છે.

બીજે ન્હાળત નેનથી નીકળતાં ઘેરાં કટાક્ષો છુટ્યાં,
ચાલે મન્દ નિતમ્બગૌરવથી તે જાણે વિલાસે જતી;
'જા મા' કહી અવરોધતી ય સખીને છણકાની દૃષ્ટે વીંધી:
હું કાજે જ શું એ ખરે! સહુ? અહો! પેખે જ કામી સ્વને.

વિદૂષક: ( એમ જ ઉભો ઉભો ) અહો મિત્ર ! મ્હારા હાથપગ નથી લંબાવાતા, તો વાણી માત્રથી ' જય જય ' જપું છું.

રાજા: અંગોનું આ રહી જવાનું ક્યહાંથી વળી ?

વિદૂષક: ક્યહાંથી ? ખરેખર! પોતે જ આંખઆંગળી કરીને આંસુનું કારણ પૂછો છો !

રાજા: સાચ્ચે ! હું નથી સ્હમજતો.

વિદૂષક: અહો મિત્ર ! નેતર જે ખુંધાની લીલાના ચાળા પાડે છે તે ખરે ! પોતાને જ પ્રભાવે કે નદીવેગને ?

રાજા: નદીવેગ જ ત્હેનું તો કારણ.

વિદૂષક: મ્હારૂં યે આપ જ છો એમ.

રાજા: એ શી રીતે !

વિદૂષક: આમ રાજકાજ ઉછેટીને આવા જેવા શિકારગાહમાં શિકારી વૃત્તિના આપ થયા તેથી. સાચ્ચું જ કહું છું જે રોજે ને રોજે શિકારપ્રાણી પાછળ આથડયે મ્હારા તો સાંધાજ ખખળી ગયા છે; મ્હારાં ગાત્રોનો હું સ્વામી નથી રહ્યો. તો કૃપા કરો મ્હને એક દિનની યે રજાની, કે થાક ઉતારૂં.

રાજા: (સ્વગત) આ યે એમ કહે છે. ને મ્હારૂં યે ચિત્ત કાશ્યપપુત્રીને સંભારી સંભારીને મૃગયાઓસર્યું થયું છે. કારણ કે

૩. પણછ ચ્હડાવી સજેલું, બાણુસાંધ્યું,
ધનુષ નમાવી શકું ન હું મૃગે આ;
કરી સહવાસ શું તેહણે પ્રિયાને
શીખવી કળા કંઇ મુગ્ધ દૃષ્ટિઓની !

વિદૂષકઃ ( રાજાને અબોલ નિહાળીને ) મહારાજ કાંઈક હૈયામાં જ ગણગણે છે. મ્હારૂં તો થયું અરણ્યે રુદન.

રાજાઃ (સ્મિત કરીને ) બીજું તો શું ? નથી ઉલંઘાતાં સુજથી બ્હાલનાં વેણ; એથી વળગી રહ્યો છું.

વિદૂષકઃ ચિરંજીવ હો ! ( કહી જવા ઇચ્છે છે. )

રાજાઃ મિત્ર ! જરા ઉભો રહે. બાકી છે મ્હારૂં બોલવું.

વિદૂષકઃ ફરમાવિયે, મહારાજ !

રાજાઃ થાક ત્હારો ઉતર્યે મ્હને ય તે એક આવીપડયા કામમાં સહાય કર.

વિદૂષકઃ શું મોદક માણવામાં ? તો ખરે ! આ શુભ જ સાધી છે ઘડી આપે.

રાજાઃ હમણાં કહું છું કે શેમાં.કોણ–કોણ છે ત્ર્હાં ? અરે!

( પ્રવેશીને )

દ્વારપાળઃ ( પ્રણમીને ) ફરમાવિયે, મહારાજ !

રાજા: દ્વારપાળ ! સેનાપતિજીને જરા બોલાવ જો.

દ્વારપાળ: જેવી આજ્ઞા.

( કહી જાય છે. ને સેનાપતિ સંગાથે પાછા પ્રવેશીને )

દ્વારપાળ: પેલા રહ્યા આજ્ઞાવેણ ઉચ્ચરવાને ઉત્કંઠી મહારાજ. આ ભણી જ દૃષ્ટિ દઈ રહ્યા છે. પાસે પધારો આર્ય.

સેનાપતિ: ( રાજાને અવલોકીને ) દોષિત મનાતી યે મૃગયા મહારાજને તો કેવળ ગુણરૂપ જ નીવડી છે. તેથી જ દેવને તો

૪. અવરિત ધનુર્દોરી આફળ્યે છાતી રીઢી,
રવિકિરણ સહન્તાં સ્વેદશેરૂં ન ફૂટે,
અવયવ સુવિશાળા પાતળા–પણ દીસેના;
ગજ ગિરિવ્રમતા શા સ્હોય સામર્થ્યસાર.

( સમીપ જઈને ) મહારાજનો જય હો !— જય હો ! પકડાયો છે શિકાર અરણ્યે, તો અંહિયાં કેમ વિરાજમાન છે દેવ ?

રાજા: મન્દ ઉત્સાહ કીધો છે મ્હારો મૃગયાવિરોધી માધવ્યે.

સેનાપતિ: ( જનાન્તિકે વિદૂષકને ) મિત્ર ! વિરોધમાં ડગતો મા. હું જરા મહારાજના મનોભાવને અનુસરીશ. ( પ્રકાશ ) બબડે જ એવા મૂર્ખા તો. ખરે ! પ્રભુને જ પેખોને.

૫. ઉતર્યે મેદ કૃશોદરે, સુહળવું સ્ફૂર્તિસ્ફુરન્તું વપુ,
પ્રાણીનાં ય ભળાય વિકૃતિવર્યાં હૈયાં ભયક્રોધીલાં;
ગૌરવ એહ ધનુર્ધરોનું–શરથી પાડે નિશાનો ચળઃ
મિથ્યા કો મૃગયાનું યે વ્યસન કૂડે;
વિનોદ કો એ સમો ?

વિદૂષકઃ જાવ રે, ઉત્સાહપ્રેરક ! મહારાજ સ્વસ્વભાવને પામ્યા છે. આપ તો જરા વનવન ભટકતા નર-નાસિકાના રસિયા કો ઘરડા રીંછને મુખડે પડવાના.

રાજાઃ ભદ્ર સેનાપતિ ! આપણે આશ્રમ સમીપે પડયા છીએ; તેથી આપનાં વેણ અભિનન્દાતાં નથી મુજથી. હમણાં તો જરા

૬. છો ન્હાયે મહિષો તળાવજળમાં શૃંગો અફાળી–ઝડી,
ટોળે મળી તરુછાંયડે મૃગકુલો વાગોળતાં રૂડો ભલે;
ને નીશંત થઈ વરાહપતિઓ છો મોથ કુંડે ખણો,
વિશ્રામે ધનુદોરીબન્ધઢીલું આ લ્યો ચાપ દો મ્હારું.

સેનાપતિઃ જેવું મહારાજને ગમ્યું.

રાજાઃ તો પછી પાછા વાળી લેજો આગળ ગયેલા વન-ઘેરૈયાને. અને જેમ મ્હારા સૈનિકો તપોવનને ન કનડે ત્હેવી દુહાક ફેરવજો. જૂવોઃ

૭. તપોધનો સાગર શાન્તિના છે,
રહે તેહમાં દાહક ગૂઢ તેજ;
અડવે શીળા એ—જયમ સૂર્યકાન્ત,
પડયે બીજું તેજ પ્રભા ભભૂકે.

સેનાપતિ: જેવી મહારાજની આજ્ઞા.

વિદૂષક: લાગી પડી આપની ઉત્સાહવાર્તા તો.

( સેનાપતિ જાય છે. )

રાજા: ( પરિજનને અવલોકીને ) જાવ, ઉતારો ત્હમારો ચે મૃગયાવેશ. અને દ્વારપાળ ! તું ય તે બાર સર્વ મા રાખ.

પરિજનો: જેવી દેવની આજ્ઞા.

( કહી જાય છે. )

વિદૂષક: કીધું આપે તો આ માંખીઓમૂનું. હવે પેલા વૃક્ષછાયારમ્યા છત્રાળા શિલાપાટે વિરાજિયે મહારાજ; એટલે હું ય તે સુખે બેસું.

રાજા: આગળ થા.

વિદૂષક: પધારિયે મહારાજ.

( કહીબન્ને ચાલે છે. બેસીને )

રાજા: માધવ્ય ! પામ્યો નથી તું લોચનનું ફળઃ કારણ કે દષ્ટિમાણ્યા શું ત્હેં દીઠું નથી.

વિદૂષક: ખરે! આપ મ્હારી આગળ જ છો ને?

રાજા: સૌ પોતાનાંને જ સુન્દર પેખે. હું તો ત્હને આશ્રમના ભાગ્યમણિ રૂપ શકુન્તલા વિશે કહું છું.

વિદૂષક: ( સ્વગત ) ભલ્લા ! એમને અવસર જ ન આપું. ( પ્રકાશ ) અહો મિત્ર ! આપ તો એ તાપસ કન્યકાના કોડીલા દીસો છો ને શું ?

રાજા: સખે! તજ્યા શી વસ્તુઓમાં પુરુવંશીનાં મન નથી પ્રોવાતાં.

૮. કૂડે અપ્સરાની તનયા ઋષિપુત્રી; સાંપડી તજી ત્હેણે;
જેમ આકડે પડિયું શિથિલ જૂઇની વેલનું નવફૂલડું.

વિદૂષક: ( હસીને ) જેમ કોઇ ખજૂર પેશીઓથી મન-ઉઠયો આમલીનો કોડીલો થાય, એમ રમણી-રત્નોના અભાવા થયે આપને પ્રગટયા આના આ કોડ.

રાજા: એને નથી નિરખી ત્ય્હાં સૂધી એમ જ ભણીશ તું.

વિદૂષક: તે ખરેખર! રમણીય જ હોય, જે આપને યે

રાજા: મિત્ર ! વિશેષ તો શું ?

૯ ચિત્રે ચિતારી પ્રથમે પછી પ્રાણ પૂર્યા,
કે રૂપસાર લઇ શું વિધિએ ઘડી એ !
વિધિનું વિભુત્વ–રૂપ એહનું ચિન્તવું ત્ય્હાં
સ્ત્રીરત્નસૃષ્ટિથી અનોખી દીસે મ્હને તે

વિદૂષક જો એમ જ છે, તો ઉતર્યા આજથી રૂપાળીઓના માન

રાજા: ને મ્હારા તો મનમાં ઘોળાયા જ કરે છે કે

૧૦ ન સૂંઘેલું ફૂલડું, કુંપળ નખથી યે અણચૂંટી,
ન વીંધેલું મણિ એ, નવમધુ ન ચાખ્યા ય ગ્મનો,
અખંડ જ પુણ્યોના ફળ શું રૂપ એનું સુવિમળ:
ન જાણું ભોક્તાનો કળશ વિધિ ઢળશે કવણને

વિદૂષક તો પછી જલ્દી ઉદ્ધારે એને મહારાજ કે કો યે ઇંગુદીતેલચીકણા માથાળા તપસ્વીને હાથે ન પડે

રાજા પરવર્તી છે પોતે, ને હાજરે નથી અહિંયા વડિલે

વિદૂષક ત્ય્હારે મહારાજની ભણી કેવોક હતો એનો દૃષ્ટિરાગ ?

રાજા: પ્રકૃતિથી જ ઠાવકી હોય તપસ્વી કન્યાઓ ત્હો યે તે

૧૧ મુજ વર્ણ્યે લીધ વાળી જ આંખડી,
પણ ઉગ્યું સ્મિત અન્ય નિમિત્તનું,
વિનયવારી રતિ ત્યમ ત્હેની તે
ન મદને છતી કીધી, ન છાવરી

વિદૂષક તો શું દૃષ્ટિ માત્રથી જ આપને ખોળે આવી વિરાજે ?

રાજા• ત્ય્હાંથી જતા જતા પણ શરમાતાં શરમાતાં યે ઠીક પ્રકારચો ભાવ ત્હેણે કારણ કે

૧૨. દર્ભાંકુરે ચરણુવી ધી સમી જ સહસા
તન્વી ઉભી કઇક ત્ય્હાં ડગલાં ભરીને,
ને વૃક્ષડાળ મહીં ન્હોતું ભરાયું તે યે
ઉભી જ, વાળી મુખ, વલ્કલ ફ્હાડતી શી

વિદૂષક તો પછી ભરો ભાતા તપોવનનું તો ઉપવન કીધું છે આપે, એમ પેખાય છે

રાજા સખે ! તપસ્વીઓએ કેટલાકે ઓળખ્યો છે મ્હને. તો વિચાર જરા કે શા મિષે ફરી મ્હારે આશ્રમભૂમિમાં જવું

વિદૂષકઃ શા બીજા મિષ આપને–રાજવીને ? 'નીવારનો છઠ્ઠો ભાગ અમારો ફ્હાડી આપો' એ જ

રાજા: તમૂર્ખ ! બીજો જ ભાગ દે છે આ તપસ્વીઓ તો, વિસ્મય ન ડગલાં યે છાડીને અભિનન્દે છે સૌ ને

૧૩ નૃપોને નીપજે કઇ જે વર્ણોથી, તે વિનાશી છે,
ને તપનો છઠ્ઠો ભાગ આપે અક્ષય તાપસો

( નેપથ્યમા )

અહો ! સિદ્ધ થયો અર્થ આપણો

રાજા: ( મન દઈને ) અરે ! ધીર પ્રશાન્ત સ્વરથી લાગે છે કે તપસ્વીઓ હશે

( પ્રવેશીને )

દ્વારપાળ: જય હો–જય હો મહારાજનો. એ ઋષિકુમારો છડીદારસ્થાને આવ્યા છે.

રાજા: તો ખરે ! વિના વિલંબે પ્રવેશાવ ત્હેમને

દ્વારપાળ: આ પ્રવેશાવુ, મહારાજ ! ( કહી જાય છે, ને ઋષિકુમારો સાથે પ્રવેશીને ) આમ–આમ, ઋષિકુમારો !

( બન્ને ય રાજવીને નિહાળી રહે છે )

પ્હેલો કુમાર. અહો તેજસ્વી છતા યે શ્રદ્ધા જન્માવતી છે એમની મુદ્રા અથવા હોય જ એ આ ઋષિ સરિખડા રાજવીમા. કારણ કે

૧૪ લીધ ત્હેણે યે મુનિજન સમો આશ્રમે સર્વમાણ્યો,
રક્ષાયોગે તપ દિન દિને રાજવી એ ય સચે.
'રાજન્' પાછળ મૂકી જ 'ઋષિ' શો એક એ પુણ્યશબ્દ
ચારણ ગાયે મળી સ્તુતિગીતો એહના આભઅડતા

બીજો કુમાર: ગૌતમ ! આ જ એ ઇન્દ્રના મિત્ર દુષ્યન્તરાજ ને ?

પહેલો કુમાર: નહીં તો શું ?

બીજો કુમાર: તેથી જ

૧૫. એમાં નવું શું ? નીલ ઉદધિથી ગ્રીમબાંધી ધરા આ
ભોગળલાંબા ભુજથી સઘળી એકલા એહ માણે ?
કાં કે વાંછે વિજય રણમાં દૈત્ય શું વેરબાંધ્યા
દેવો એના ધનુપશરથી, ઇન્દ્રના વજ્રથી વા.

બન્ને: ( સમીપ જઇને ) જય હો રાજવીનો.

રાજા: ( આસનથી ઉઠીને ) અભિવન્દુ છું આપને.

બન્ને: કલ્યાણ થાવ.

( કહી ફળો ધરે છે )

રાજા: ( પ્રણામ સાથે સ્વીકારીને ) આજ્ઞા કરો એમ ઈચ્છું છું.

બન્ને: વિદિત છે આશ્રમવાસીઓને કે આપ અંહી વિરાજો છો. તેથી આપને પ્રાર્થે છે કે–

રાજા: શું ફરમાવે છે ?

બન્ને: મહારાજ કણ્વ મહર્ષિ નથી, તેથી રાક્ષસો અમ યજ્ઞમાં વિઘ્ન જગાડે છે; તો કેટલીક રાત્રીઓ સારથી સંગાથે આપ સનાથ કરો આશ્રમને.

રાજા: કૃપા કીધી મુજ ઉપર.

વિદૂષક: ( બાજુએ ) અત્યહારે તો એ વિનંતિ અનુકૂળ છે આપને.

રાજા: ( સ્મિત કરીને ) દ્વારપાળ ! મ્હારા નામથી સારથીને કહે કે ધનુષ સાથે રથને હાજર કરે.

દ્વારપાળ: જેવી દેવની આજ્ઞા.

( કહી જાય છે. )

બન્ને: ( હર્ષ ભેર )

૧૬. પૂર્વજને પગલે પળતા સોહે છે આપને જ એ;
શરણ્યના અનલે યત્ને પૌરવો છે જ દીક્ષિતો

રાજા: ( પ્રણામ સાથે ) પધારો આગળ આપ એ. હું યે પગલે પગલે આવું છું જ પાછળ.

બન્ને: વિજય હો.

(કહી જાય છે)

રાજા: માધવ્ય ! ને છે ત્હને શકુન્તલાના દર્શનનું કુતૂહલ ?

વિદૂષક: પ્હેલાં તો છલકાતું હતું. હાવાં–રાક્ષસવાર્તાથી તો છાંટો યે નથી રહ્યું.

રાજા: બ્હીશ મા. ભલે, મુજ સમીપમાં રહેજે.

વિદૂષક: તો–તો રાક્ષસોથી રક્ષાયેલો જ છું હું.

( પ્રવેશીને )

શ્રમથી ઉપચાર કરજો. તે તો ખરે! ભગવાન્ કુલપતિ કણ્વના પ્રાણ છે. હું ય તે જરા યજ્ઞ-પાવન શાન્તિજલ ગૌતમી સંગાથે મોકલાવું છું એને કાજ.

( કહી જાય છે. )

વિષ્કંભક સમાપ્ત.






( પછી પ્રવેશે છે નામવિહ્વળ અવસ્થામાં રાજવી )

રાજા: ( ચિન્તવન કરતો, નિ શ્વાસ નાખીને )

૨. જાણુ તપમહિમા હું, જાણુ એ છે પરાધીન બાળા;
તથાપિ માચે ! ત્ય્હાંથી પાછું વાળી શકુ ન હુ હૈયું.

( મદનપીડા નિરૂપીને )

ભગવન્ પુષ્પધન્વા ! તુજમાં ને ચન્દ્રમામા વિશ્વાસ ધરનારા છેતરાય છે કામપીડાયેલાં નો કો કાં કે

૩. તુજ ફૂલશર ધરવાં, શીતળાં રશ્મિ ચન્દ્રે,
ઉભય જ હુ સમાને ભાસતા અર્થ અવળા,
હિમભર કિરણે હા ! અગ્નિ વર્ષે જ ઇન્દુ,
ફૂલશર પણ ત્હારાં કામમાં વજ્રતીખા.

ભગવન્ કામદેવ ! ત્હને મ્હારી દાઝ નથી. ક્ય્હાથી હોય ? ભગવાન મન્મથ ! ક્ય્હાથી હોય ત્હને ? ફૂલબાણાવળી છતાં યે આવડો દઝાડનારો તું !!
( વિચારીને ) હા, જાણ્યું :

૪. ખરે! હજી યે હરકોપઝાળ તો
જલે તુંમાં, જ્યમ વડવાગ્નિ સાગરે;
નહિ તો અહો મન્મથ! ભસ્મીભૂત તું
ક્યહાંથી જ આજે હું શું ઉષ્ણ આવડો?

ભગવાન કંદર્પ! આમ ઠપકો દીધે યે ત્હને મ્હારી દયા નથી આવતી?

૫. વૃથા જ સંકલ્પ કરી ય સો-સો
અનંગ! મ્હેં આ તુજને ઉછેર્યો;
હા! કાન સૂધી ધનુ ખેંચી ત્હેં તો
મ્હને જ તાકી તુજ બાણ છોડ્યું!

અથવા

૬. પૂજું મકરધ્વજને—અખંડ મુજને પીડનારા તુજને;
મદિરાપ્રફુલ્લ નયની—એને અનુલક્ષી ન વીંધ તું બાણે.

(ચાલીને) ક્યહાં જઇને હવે ખરે! યજ્ઞકર્મથી પરવાર્યે ઉપદ્રષ્ટાએ રજા દીધેલો હું સમ-થાકયા આત્માને વિનોદ પમાડું? (નિશ્વાસ નાખીને) કિયું ખરે! હવે મ્હારે છે પ્રિયદર્શન શિવાય શરણું બીજું? જરા એની જ શોધમાં જાઉં. (સૂર્યને નિહાળીને) આ ઉગ્ર તડકાની વેળાએ ઘણુંખરું આ તો લતાવેષ્ટનવાળા માલિનીતીરે સખીજન સંગાથી શકુન્તલા જાય છે. ત્યહાં જ જરા જાઉં. (ચ ફરીને સ્પર્શ અનુભવ નિરૂપીને) અહો! વાયુવહેવાથી ખરે! મનોહારી છે આ ભૂમિભાગ

૭ કમળસુરભિ ભર, માલિનીઠોળોના કણ વહતી લહરીને
અનગતપિયા અગે આલિગે ગાઢ, એ શકય અહિયા

( આ ળ ચાલી અવલોકીને ) આ છોડવાઓની પગ
થીએ સુન્દરી હમણા જ ગઈ ધારૂ છુ

૮ મળી ગયા નથી હજી યે પાદડીદીટડા એણે ફૂલચૂટિયા,
ને આ દૂધઝરન્તી દેખાયે હજી કુપળો છેદી તે

( ચાલીને ને નિહાળીને ) આ નેતરઆચ્છાદ્યા લતા
મડપમા શકુન્તલા વિરાજેલી હશે એમ જ
છે ( નીચે નિહાળીને )

૯ આગે કઈક ઉચેરી, પાછળ નમતી નિતમ્બગૌરવથી,
દ્વારરેણુ પાડુમા દગે કઈ આ નવલી પદપક્તિ

જરા ડાખળીઓ વચ્ચેથી નિહાળુ ( ચાલી, એમ
કરીને, હર્ષથી ) અહો ! લાધ્યુ મ્હને નેત્રકલ્યાણ
આ મ્હારા મનના મનોરથની પ્રિયતમા ફૂલ
પાથર્યા શિલાપાટે સૂતી છે, સખીઓ સમીપમા
બેઠી છે ભલા સાભળુ એમની છાની ગોઠડી.

( કહી વિલોકીને ઉભે છે )

( પછી પ્રવેશે છે પૂર્વ થી સ્થિતિમા સખીઓ સગાથે શકુન્તલા )

સખીઓ: ( પખો ઢોળતી, વ્હાલથી ) અલી શકુન્તલા ! ને
સુખાડવો તો છે ને ત્હને આ કમળપાનઢોળ્યો
વાયુ ?

હાસગ્રન્થોમાં કામપીડર્યાંની અવસ્થા સાંભળી
છે ત્હેવી પેખું છું ત્હારી ય તે. કહે, કો કારણે
છે ત્હારો સન્તાપ ? રોગ ખરે ! મૂળથી પારખ્યા
વિના ન આરંભાય ઔષધ.

રાજા: અનસૂયાને યે આવ્યો મ્હારો જ તર્ક. નથી
કંઇ મ્હને જ મનગમતું મ્હેં માની લીધું.

શકુન્તલા: ( આત્મગત ) બળવન્તી જ છે મ્હારી લગની.
હમણાં યે સહસા ત્હેમને કહી શકતી નથી.

પ્રિયંવદા: સખી શકુન્તલા ! એ ખરૂં કહે છે. શાને
નિજની અગનને તું ઉવેખ છ ? દિવસે દિવસે
નક્કી શોષાય છે ત્હારાં અંગો. લાવણ્યમયી
કાન્તિ એક ત્હને નથી તજતી.

રાજા: છે ત્હેવું કહ્યું પ્રિયંવદાએ તો. એમ જ છે:

૮. ઝંખાયા જ કપોલ ચન્દ્રમુખડે, હૈયે સ્તનો તો ઢીલાં,
શોષાયો કટિલંક, છેક નમિયા ખંભા, છબિ પાંડુરી;
દામણી ને પ્રિયદર્શના જ, મદને પીંખેલી દર્શે છ આ:
જાણે પાનખરી અનિલઅડકી ડોલરની શુ વેલડી !

શકુન્તલા: તો સખિ ! કોને બીજાને કહીશ હું ? પણ
એમ તો પીડાકારણ થઈ પડીશ ત્હમને.

બન્ને સખીઓ: એથી જ અમારો યે છે આ આગ્રહ.
સ્નેહીઓમાં સંભાગ્યું દુઃખ સહ્યાં સરખું થાય.

રાજાઃ ૯. પૃછયે ખરે ! સખીજને સુખદુઃખભાગી
ક્‌હેશે પીડાની કથની મનમાંની બાલા;
ન્‍હાળ્યો તૃષાર્ત નયણે બહુ યે વળીને,
પામું છું ત્‍હો ય હમણાં ભય બોલડાનો.

શકુન્તલાઃ સખિ ! જે પળથી મુજ દર્શનમાર્ગમાં પધાર્યા
તે તપોવનરક્ષન્તા રાજર્ષિ—( એટલું અડધુંક કહી લજ્જા નિરૂપે છે. )

બન્ને સખીઓઃ ક્‌હે-ક્‌હે, પ્રિય સખિ !

શકુન્તલાઃ ત્‍હારથી માંડીને તે શું ઉતર્યા અભિલાષથી
આ અવસ્થા આવી પડી છે.

રાજાઃ ( હરખથી ) સાંભળ્યો શ્રવણુસાર સર્વસ્વ.

૧૦. સન્તાપતો હતો તે સ્મર જ થયો મુજ કલ્યાણક હાવાં;
ઘનશ્યામળ જ્યમ દ્‌હાડો ગ્રીષ્માન્તે લોકને જીવન બક્ષે.

શકુન્તલાઃ તો જો ત્‍હમે સંમત હો તો એવું કરો કે
જેથી તે રાજર્ષિની અનુકમ્પાપાત્ર થાઉં. નહિ
તો ખરે ! મ્‍હને આપો છેલ્લી તિલાંજલિ.

રાજાઃ સંશયને છેદી નાંખે છે આ વચનો.

પ્રિયંવદાઃ ( જનાન્તિકે ) અનસૂયા ! મન્મથપીડમાં આઘી
ઉતરી ગયે એને વિલંબ છે અસહ્ય. જે શું
બન્ધાયો છે એનો ભાવ, તે છે પૌરવોના મુગટ-

મણિ. તો એના ભાખ્યા અભિલાષ પૂરી વધાવી લઈએ.

અનસૂયાઃ તું કહે છે એમ જ કરીએ.

પ્રિયંવદાઃ ( પ્રકાશ ) સખિ ! ધન્ય ભાગ્ય. ત્હારે ઘટારત જ છે ત્હારી લગની. સાગર મૂકીને ક્ય્હાં નહીં તો ઉતરે મહાનદી ? કે કોણ હાવાં આંબા વિના બટમોગરાની પાંગરી વેલને યે ઝીલે ?

રાજાઃ નથી એમાં આશ્ચર્ય, જો વિશાખાની બે તારલીઓ યે શશીલેખાને અનુસરે તો.

અનસૂયાઃ તો પછી શો ઉપાય કરિયે કે જેથી વિના વિલંબે ને છૂપલા સખીના મનોરથ સાંપડે ?

પ્રિયંવદાઃ છાનું તે તો વિચારવા શું–શિઘ્ર તે તો સ્હેલું છે.

અનસૂયાઃ કહે, કઇ રીતે ?

પ્રિયંવદાઃ ખરે ! તે રાજર્ષિ પણ ત્હેમની સ્નેહઘેરી દૃષ્ટિદાખવ્યા અભિલાષવન્તા હમણાં હમણાં તો ઉજાગરે કૃશ દેખાય છે.

રાજાઃ ખરૂં. એવો જ થયો છું હું. એમ જઃ

૧૧. હૃદયલહકે ફાટી આંખે ભુજે જ ઉન્હાં ઉન્હાં
પ્રતિ રજનીએ ઝર્યાં અશ્રુથી મણિઅંખાયું, તે
પણછકીધ એ રેખાને પે ન ચડી, કાંડા થકી
સરી સરી જતું સોનાકંકણ ફરી ફરી સારૂં ટં.

પ્રિયંવદાઃ ( વિચારીને ) અલી ! મદનલેખ એમને પાઠવિયે. ત્હેને ફૂલસન્તાડયો કરી દેવપ્રસાદને નિમિત્તે એમને હાથે પહોચાડીશ હું.

અનસૂયાઃ ગમે છે મ્હને તો સુકોમળો એ પ્રયોગ. શકુન્તલા શું કહે છે ?

શકુન્તલાઃ ત્હમારી યોજનામાં તે બીજું હોય બોલવાનું ?

પ્રિયંવદાઃ તો ત્હારી વાર્તાગૂંથ્યો ચિન્તવી કહાડ જરા કોઇ યે લલિત પદબન્ધ.

શકુન્તલાઃ અલી ! ચિન્તવું છું હું. પણ તિરસ્કરણબ્હીતું વળી ધ્રૂજે છે મ્હારૂં હૈયું.

રાજાઃ ( હરખથી )

> ૧૨. જેની અવજ્ઞાની ભીતિ ભીરૂ ! ત્હને,
> તે આ ઉભો મીલન ત્હારૂં ઝંખતો.
> પ્રાર્થી મળે કે ન મળે જ લક્ષ્મી તો,
> પણ લક્ષ્મીપ્રાર્થ્યો કયમ હોય દુર્લભ ?

સખીઓઃ અયિ નિજ ગુણઅવમાનન્તી ! કોણ આજે દેહઠારન્તી શરતચાંદનીને ચન્દરવાથી વારે છે ?

શકુન્તલાઃ ( સ્મિત કરીને ) લે ત્મ્હારે તલ્લીન થાઉં ત્હેમાં.
( કહી બેઠી થઈ ચિન્તવે છે. )

રાજાઃ અસ્થાને નથી ખરે! કે મટમટવુંભૂલી આંખડીએ પ્રિયાને ન્હાળી રહ્યો છું હું. કાં કે

૧૩. પદ રચતાં યે ત્હેનું એક ભ્રુકુટિ ન્હડિયું મધુરૂં મુખડું
ગાલ તણા રોમાંચે ભાખે એની મુજ પ્રતિની પ્રીતિ.

શકુન્તલાઃ અલી! ચિન્તવ્યું મ્હેં ગીતવસ્તુ. પણ કને ક્ય્હાં છે કંઇ લેખનસાધનો?

પ્રિયંવદાઃ એ તો આ પોપટહૈયા શા સુકુમાર કમળપાને નખકોર્યા અક્ષર માંડ.

શકુન્તલાઃ (કહ્યા પ્રમાણે કરતી) અલીઓ! સાંભળો હવાં. અર્થસંગત નથી જાણતી હું.

બન્ને સખીઓઃ અમારૂં તો ધ્યાન જ છે.

શકુન્તલાઃ (વાંચે છે.)

૧૪. ન જાણું તુજ હૈયું હું; પણ વળી પ્રબળ મદન આઠે પ્હોરે
સન્તાપે, હે નિર્દય! તુજ પ્રેમકોડીલાં મુજ અંગોને

રાજાઃ (સહસા નીસરી કને જઇને)

૧૫. તપવે મદન ત્હને, તો તન્વીંગિ! મ્હને અખંડ એ બાળે;
દિનકર શશી ઝંખવતો, ન એટલું એ પોયણીને ય કદી.

સખીઓઃ (નિરખીને, હરખ ભરી ઉઠીને) નિર્વિલંબે મનોરથ સ્વયં પધાર્યા આ તો.

(શકુન્તલા ઉઠવા ઇચ્છે છે.)

રાજાઃ હાં ! હાં ! એ શ્રમ શાને ?

૧૬. ફૂલશય્યા આલિંગ્યાં, ઝટ કરમાતાં બિસખંડે મ્હેકયાં,
ભારે સ્મરસન્તાપ્યાં, ન ગાત્રને તુજ વિવેકવિધિ હોયે.

અનસૂયાઃ આ શિલાપાટે એકદેશને સોહાવો રાજવી.

( રાજા પાસે વિરાજે છે શકુન્તલા લાજવળી બેસે છે. )

પ્રિયંવદાઃ બન્નેયની ત્હમારી અન્યોન્યની પ્રીત આંખ-
દેખીતી જ છે. ત્હો ય મ્હને સખીસ્નેહ ફરીથી
બોલાવે છે કે—

રાજાઃ કલ્યાણિ ! ન અવરોધશો એને. ઉગ્યું ને અણ-
બોલ્યું અનુતાપ જન્માવે છે પછી.

પ્રિયંવદાઃ શરણી નિજ દેશવાસી જનની પીડ હરવી એ
છે તમ રાજવીનો ધર્મ.

રાજાઃ નથી એથી અધિકું કાંઇ.

પ્રિયંવદાઃ તો ખરે ! અમારી આ પ્રિય સખીને આપને
લીધે જ આ દશાપાલટે ભગવાન મદને આણી
મૂકી છે. તો ઘટે છે એ શરણપડીના જીવિતને
આધાર દેવો.

રાજાઃ કલ્યાણિ ! વિરલી નથી એ સ્નેહપ્રાર્થના. સર્વથા
સ્વીકારૂં છું.

શકુન્તલાઃ ( પ્રિયંવદાને અવલોકીને ) અલી ! અન્તઃપુરવિરહે
આતુર રાજર્ષિને શાને રોકો છો ?

રાજા: સુન્દરિ !

૧૭. મમ અનન્યપરાયણ હૈયું આ
કદિક ધારી લહે તું જ અન્યથા,
હૃદયવાસિનિ ! હે મદિરાક્ષિ ! તો
મદનબાણ હણ્યો હું હણું ઉ ફરી.

અનસૂયા: સજ્જન ! બહુવલ્લભા રાજાઓને સાંભળ્યા છે. જેમ અમારી પ્રિય સખી ભાંડુજનને ચિન્તાભાર ન થાય એમ નિભાવજો.

રાજા: કલ્યાણિ ! વધારે તો શું ?

૧૮. ભર્યા રણવાસે યે બે પ્રતિષ્ઠા મુજ કુલની;
સમુદ્રે બાંધી પૃથ્વી તે, ને ત્હમારી જ આ સખી.

બન્ને સખીઓ: નિરાંત વળી અમને.

પ્રિયંવદા: ( કટાક્ષ ફેંકીને ) અનસૂયા ! આ ગમ નજરો નાંખતો પેલો આતુર મૃગબાળકો જનનીને વલખે છે.ચાલ તું, મેળવિયે એમને. ( કહી બન્ને જવા ઉઠે છે. )

શકુન્તલા: અલીઓ ! નિરાધારિણી છું; એક તો ત્હમારામાંથી રહો.

બન્ને સખીઓ: પૃથ્વીનો જે આધાર, તે તુજ સમીપે હાજર છે.

( કહી જાય છે. )

**સખીઓ:** આમ–આમ, આર્યા ગૌતમી !

**ગૌતમી:** ( શકુન્તલા કને જઇને ) બાળ ! હવે ઓછાં તપે છે ને ત્હારાં અંગો ?

**શકુન્તલા:** આર્યે ! ઠીક છે કંઇક.

**ગૌતમી:** આ દર્ભજલથી પીડાઉતર્યું જ થશે ત્હારૂં શરીર. ( શકુન્તલાને શિરે છાંટીને ) વત્સે ! દિવસ પાકયો. ચાલ, પર્ણશાળાએ જ જઇએ. ( કહી જવાનું કરે છે. )

**શકુન્તલા:** ( આત્મગત ) હૈયા ! પ્હેલાં સ્વયં પધાર્યે મનોરથ ભીરૂતા છાંડી નહીં. ત્હેના મનોવેધક વિચ્છેદે શાને ત્હારો અત્યહારનો છે આ સન્તાપ ? ( ડગલું ભરીને ચાસન ) લતાછાયા સન્તાપ હરનારા ! આવીશ ફરી વળી ત્હારા ઉપભોગને કાજ. ( કહી બીજીઓની સંગાથે શકુન્તલા દુઃખભરી જાય છે. )

**રાજા:** ( પૂર્વ સ્થાનકે આવી, નિશ્વાસ નાંખીને ) અહો ! વિઘ્નવન્તી જ છે વાંછયા અર્થની સિદ્ધિઓ સદા. મ્હારે ય તે

૨૩. વળી વળી અંગુલિથી જ હોઠઢાંકતું,
'નહિ' 'નહિ' ના કલબોલડે રૂપાળું,
મુખ પડખાફર્યું રમ્ય પક્ષ્મિણીનું
કયમ ય કરી ઉચર્યું–ન ચુંબિયું મ્હેં.

ને ક્યહાં ખરે ! હવે જાઉં ? અથવા અંહી જ
પ્રિયમાણ્યા ને છાંડયા લતામંડપે ઘડીક ઘોળું.

( ચામેર નિહાળીને )

૨૪. તનુરોળેલી જ ત્હેની પુણ્યમયી આ શય્યા શિલાએ, અને
આ કરમાયલ પ્રેમલેખ નલિનીપત્રે નખેથી લખ્યો;
આ બિસકંકણુ હાથખરિયું; નયનો ચોટયાં રહે એમ, ત્ય્હાં
સ્હેજે ક્ય્હાં નીકળી શકું હું બરૂની આ સૂની યે કુંજથી ?

( આકાશે )

રાજવી !

૨૫. સાયં સમે યજનના વિધિ આદરાયે
વેદી જ વન્હિવતીની ફરતી પડેલી
છાયા ઉડી રહી ભયંકર આ બહુ યે,
સન્ધ્યાની વાદળી શી ભૂખરી, રાક્ષસોની.

રાજા: હું આ આવ્યો.

( કહી જાય છે. )

ત્રીજો અંક સમાપ્ત.



[ પછી પ્રવેશે છે ફૂલ વીણવાનું નિરૂપતી સખીઓ. ]

અનસૂયાઃ અલી પ્રિયંવદા! જો કે ગાન્ધર્વ વિધિથી કલ્યાણ પામેલી શકુન્તલા સમોવડ ભર્તા ભોગવતી થઇ તેથી મારા હૈયાને નિરાંત વળી; ત્હો યે આટલી ચિન્તા છે.

પ્રિયંવદાઃ વળી શી ?

અનસૂયાઃ અંહીથી તે રાજર્ષિ યજ્ઞ પૂરો થયે ને ઋષિજને રજા દીધે નિજ નગર પ્રવેશી અન્તઃપુરે સંચર્યે અંહીંમની વાર્તા સંભારશે કે નહીં? એટલી જ.

પ્રિયંવદાઃ વિશ્વાસ રાખ. ન એવી રૂપમુદ્રાઓ ગુણવિરોધી નીવડે. તાત કાશ્યપે હાવાં આ વાર્તા સાંભળ્યે નથી જાણતી હુ કે શું પરિણમશે.

અનસૂયાઃ હું જોઉં છું ત્યહાં સુધી તો સંમત થશે.

અં. ૪, પૃ. ૭૦

પ્રિયંવદાઃ શી રીતે ?

અનસૂયાઃ ગુણવન્તાને કન્યા દેવી એ તો એમનો કાંઇ ખ્હેલાંનો જ સંકલ્પ. તે જો દૈવ જ સાંપડાવે, તો તો વિના પ્રયાસે કૃતાર્થ જ થાય વડિલજી.

પ્રિયંવદાઃ( ફૂલછાબને વિલોકીને ) સખિ ! વીણાઇ રહ્યાં પૂજન પૂરતા ફૂલડાં.

અનસૂયાઃ પણ સખી શકુન્તલાના સૌભાગ્યદેવને વધાવવાના છે ને ?

પ્રિયંવદાઃ ખરૂ. ( કહીને તે જ કર્મ નિરૂપે છે )

( નેપથ્યમાં )

અહો ! આ હું આવ્યો છું, હો !

અનસૂયાઃ ( નાન દઇને ) સખિ ! અતિથિ આવ્યાં લાગે છે કોઇક.

પ્રિયંવદાઃ પર્ણશાળામાં શકુન્તલા છે જ.
અનસૂયાઃ આજ તો હૈયાસૂની છે તે બસ છે આટલાં ફૂલડાં.

( કહી ચાલવાનું કરે છે. )

(નેપથ્યમાં )

અયિ અતિથિઉવેખણહારિણી!

૧. તું ચિન્તવે જેહ અનન્ય ચિત્તથી,
જાણ્યો ન આ આવી ઉભો તપોધને,
સ્મરાવતાં યે સ્મરશે ન તે ત્હને,
પૂર્વે કરી વાત ન જેમ કેફી કો.

પ્રિયંવદા: હા ધિક્ક! હા ધિક્ક! ભૂંડું જ થયું. કોઇક પૂજનયોગ્યની અપરાધિણી થઈ હૈયાસૂની શકુન્તલા. (આગળ નિહાળીને) ને નથી તે જેવા ત્હેવા યે. એ તો છે સહજમાં કોપતા દુર્વાસા મહર્ષિ. એમ શાપીને આવેગવાળી, વારી વરાય નહિ એવી, ગતિથી પાછા વળી ગયા.

અનસૂયા: અગ્નિ વિના અન્ય કોનું બાળવાનું છે સામર્થ્ય? જા, પગમાં પડી પાછા વાળ એમને. એટલામાં અર્ઘપાણી કરી રાખું છું હું.

પ્રિયંવદા: એમ જ. (કહી જાય છે.)

અનસૂયા: (બીજે પગલે ઠોકર વાગ્યાનું નિરૂપીને) અહો! ઉતાવળે ઠોકરાતી ગતિથી પડી મ્હારે આગલે હાથેથી ફૂલછાબ. (કહી પુષ્પ સાંભરવાનું નિરૂપે છે.)

(પ્રવેશીને)

પ્રિયંવદા: સખિ! સ્વભાવવાંકા તે કોની વીનવણી સ્વીકારે? કેમે ય ત્હો યે કીધા અનુકમ્પાળા.

અનસૂયા: (સ્મિત કરીને) એમનું તો બહુ એટલું ય તે. કહે.

પ્રિયંવદા: પાછો વળવાની ના જ પાડી ત્યારે મ્હેં વિનવ્યા. ભગવાન્! પહેલો જ જાણી, આપના તપ પ્રભાવથી અજાણી, દીકરીનો એક અપરાધ ભગવાને ક્ષમા કરવો ઘટે છે.

અનસૂયા: પછી ? — પછી ?

પ્રિયંવદા: પછી 'નહિ મ્હારૂં વેણ અન્યથા થવાનું. પણ ત્હેમે કંઇક સંભારણાનું ઘરેણું દાખવ્યે શાપ નિવારાશે' એમ બોલતા બોલતા જ અન્તર્ધાન થઇ ગયા.

અનસૂયા: શક્ય છે તો હાવાં આશ્વાસન લેવાનું. છે તે રાજર્ષિએ જ જતી વેળાએ નિજ નામાભિધાન કોતરી વીંટી સંભારણા કાજે પોતે જ પ્હેરાવેલી તે વડે શકુન્તલા ઉપાયસંપન્ન થશે.

પ્રિયંવદા: સખિ ! ચાલ એટલામાં એનું દેવકાર્ય આટોપી લેઇએ.

( કહી ચાલે છે )

પ્રિયંવદા: ( નિહાળીને ) અનસૂયા ! જો પ્હેલી જરા. ડાબે હાથે ઢાળેલા વદનાળી, જાણે ચિત્રચીતરેલી શી પ્રિય સખી, નાશનાઠા ચિત્તનીને પોતાનું યે

અનસૂયા: પ્રિયંવદા ! આપણાં બેના મ્હોડેથી ત્રીજે મ્હોડે, જોજે, આ વાર્તા ન જાય. રક્ષવી જ જોઇશે સ્વભાવકોમળી પ્રિય સખીને તો.

પ્રિયંવદા: કોણ વળી ઉન્હાં પાણી નવમલ્લિકાને છાંટે છે જે ?

( ંહી જાય છે. )

વિષ્કંભક સમાપ્ત.



( પછી પ્રવેશે છે કુંઘમાંથી ઉઠેલો શિષ્ય. )

શિષ્યઃ વેળા જાણવાની આજ્ઞા કરી છે મ્હને પ્રવાસવળ્યા
મહારાજ કાશ્યપે. અજવાળામાં જઈને જરા
નિહાળું કે કેટલીક રહી છે રાત્રી ( ચાલીને ને
નિહાળીને ) આ તો પ્રભાત. એમ જ છે;

૨. આ જાય અસ્તશિખરે પતિ ઔષધીનો,
ને સૂર્ય આ અરુણ સારથી સંગ આવે;
બે તેજના ઉદયઅસ્તની સાંકળે એ
બાંધ્યો નૃલોક શું દશાપરિવર્તયોગે ?

અને વળી

૩. હા ! આથમ્યે શશી જ પોયણી એહ મ્હારાં
હર્ષે ન નેત્ર, સ્મૃતિ સોહતી એની શોભા;
વ્હાલા વિદેશ વિચર્યે અબળા જનોનાં
દુઃખો ય નિરવધિ દુઃસહ થાય, સાચે!

( પડદો ઉછાળી પ્રવેશીને )

પ્રિયંવદાઃ સખિ ! આપણા એટલા એહને યે વિનોદ ઉતારશે. એ તપસ્વિનીને નિરાંત થાવ એટલે થયું.

અનસૂયાઃ ત્ય્હારે તો પેલી આંબાડાળે લટકતા નાળિયેરના સંપુટમાં આ કાજેની જ કાલાન્તરનભતી મૂકી રાખી છે મ્હેં બકુલમાલા; તે હાવાં હાથઉતારી કર. ત્ય્હાર સોરી હું ય તે ત્હેને કાજે મૃગરોચન તીર્થમાટી દુર્વાંકુર—એવાં એવાં મંગલ શણગાર સજાજ કરું છું.

પ્રિયંવદાઃ કર ત્ય્હારે.

( અનસૂયા જાય છે. પ્રિયંવદા ફૂલડાં વીણવાનું નિરૂપે છે. )

( નેપથ્યમાં )

ગૌતમી ! રજા દ્યો શાર્ઙ્ગરવાદિને શકુન્તલાને તેડીને જવાની.

પ્રિયંવદાઃ ( કાન દઈને ) અનુસૂયા ! ઉતાવળી થા–ઉતાવળી. આ તો ખરે ! હસ્તિનાપુરે જતા ઋષિઓ બોલે છે.

( શણગાર હાથમાં લેઈ પ્રવેશીને )

અનસૂયાઃ સખિ ! આવી. ચાલો જઈએ.

ંવદાઃ ( નિહાળીને ) આ પેલી સૂર્યોદયે જ અભ્યંગ-સ્નાન કીધી, હાથે નીવાર લીધેલી ને સ્વસ્તિ-

વાચન કરતી તાપસીઓથી અભિનન્દાતી. શકુન્તલા બેઠી એની કને જઈએ.

( કહી કને જાય છે )

( પછી પ્રવેશે છે વર્ણવ્યા પ્રમાણેની આસનબેઠી શકુન્તલા. )

પહેલી તાપસી: ( શકુન્તલાને ) લાડકી ! ભર્તાનું બહુમાન સૂચવતા મહાદેવીપદને પામજે.

બીજી તાપસી: વત્સે ! વીરજનની થજે.

ત્રીજી તાપસી: વત્સે ! સ્વામીની માનીતી થજે.

( એમ આશિષો દઈને ગૌતમી સિવાય તાપસીઓ જાય છે )

સખીઓ ( ને જઈને ) સખિ ! કલ્યાણકર્તા હો ત્હારૂં અભ્યંગ સ્નાન.

શકુન્તલા: સ્વાગત છે મ્હારૂં સખીઓને આવો. અહિયાં બેસો

બન્ને સખીઓ: ( મંગલ પાત્રો લઈ, પાસે બેસી ને ) સખિ ! સજ્જ થા, એટલે મંગલ આભૂષણ ધરાવિયે.

શકુન્તલા આને ય તે બહુ માનું છું. દુર્લભ થશે હાવાં તો મ્હારે સખીસજ્યા શણગાર ( કહી આંસુ સારે છે )

બન્ને સખીઓ: સખિ ! ઘટતું નથી ત્હને મંગલ કાલે આંસુ પાડવાં ( કહી આંસુ લ્હોઈને શણગાર ધરાવવાનું નિરૂપે છે )

પ્રિયંવદા: આ તો આલંકારયોગ્ય રૂપને આશ્રમસુલભ સાધનો વડે ઝંખવિયે છીએ આપણે.

( હાથ લંબાવતા બે ઋષિકુમારો પ્રવેશીને )

બન્ને કુમારો: લ્યો આ અલંકારો. અલંકારો એમને.

( સહુ વિસ્મય પામી નિહાળી રહે છે. )

ગૌતમી: વત્સ નારદ ! ક્ય્હાંથી આ ?

પહેલો કુમાર: કાશ્યપ બાપુના પ્રભાવથી.

ગૌતમી: શું તપોબળે ઉતાર્યાં ?

બીજો કુમાર: છેક તો નહિ. સુણિયે. મહારાજની આજ્ઞા ગળ્યે અમે શકુન્તલાને કાજ વનસ્પતિઓનાં ફૂલ વીણતા હતા. ત્ય્હાં તો તે જ ઘડીએ

૫. હીરનું મંગલ ચીર ચન્દ્રધવળું કોઇક વૃક્ષે દીધું,
પદશોભા ય સુહાવવા નિરઝર્યો કોએ ય લાક્ષારસ;
ને સ્પર્ધા ફૂટી કુંપળોની કરતી હાથેળી કાંડા સુધી
ફેલાવીને વનદેવીએ જ બીજીએ શણગાર અર્પ્યા બીજા.

પ્રિયંવદા: ( શકુન્તલાને વિલોકીને ) અલી ! આ કૃપાપ્રસાદ તો શુકન છે ત્હારે ભર્તાગેહે અનુભવવાની રાજલક્ષ્મીનાં.

( શકુન્તલા લજ્જા દાખવે છે. )

પહેલો કુમારઃ ગૌતમ ! ચાલ, ચાલ. અભિષેકપરવાર્યા કાશ્યપ બાપુને વનસ્પતિસેવના જણાવિયે.

બીજો કુમારઃ એમ જ.

( કહી બન્ને જાય છે. )

સખીઓઃ ઓ ! ઘરેણાંની અણપ્હેરનારીઓ છીએ અમે. ચિત્રકલાના પરિચયથી ત્હારાં અંગોને શણગારીશું.

શકુન્તલાઃ અજાણી નથી મ્હને ત્હમારી નિપુણતા.

( બન્ને યે અલંકાર ધરાવવાનું તિરૂપે છે. )

( પછી પ્રવેશે છે સ્નાનપરવાર્યા પિતા કાશ્યપ. )

કાશ્યપઃ

૬. 'આજે જાય શકુન્તલા' લહી જ એ હૈયું હિલોળે મ્હડયું,
ઉઠતાં અશ્રુ જ કંઠ થંભી રૂંધતાં, નેત્રો ય ચિન્તાજડ.
વાત્સલ્યે વનવાસી વિહ્વળ હું યે છું આમ ને આવડો,
તો સંસારી-ય-ને શું શું નવ પીડે પુત્રીવિરહની પીડા ?

( કહીને ફરે છે. )

સખીઓઃ હલા શકુન્તલા ! શણગાર ધરાવાઇ રહ્યાં. પ્હેર હવે હીરનાં ચીરની જોડ.

( શકુન્તલા ઉઠીને પ્હેરે છે.)

ગૌતમી: લાડિલી! આ ત્હને આનન્દવરસતી આંખડીએ જાણે ભેટતા ગુરુજી પધારે. શિષ્ટાચાર કરજે જરા.

શકુન્તલા: ( લજ્જાતી ) તાત ! વન્દું છું.

કાશ્યપ: વત્સે !

૭. શર્મિષ્ઠા શી યયાતિને સ્વામીમાનવતી થજે;
પુત્ર ત્હારો ય સામ્રાજ્ય એ પુરુ શો જ પામજો.

ગૌતમી: ભગવન્ ! આશિષ નહિ, આ તો વરદાન છે.

કાશ્યપ: બાળ ! ચાલ જલ્દી, હોમઅગ્નિની પ્રદક્ષિણા કરી લે.

( સર્વે પ્રદક્ષિણા કરે છે. )

કાશ્યપ: ( વેદમન્ત્રથી આશિષ દે છે )

૮. નિશ્ચે વેદીફરતા સ્થાનરોપ્યા,
ઇન્ધનપૂર્યા, દર્ભ ચોમેર વેર્યા,
હવિગન્ધોથી પાપનો નાશ કરતા,
પાવન કરજો સૌ ત્હને હોમઅગ્નિ.

પ્રયાણ કરો હાવાં. ( નજર ફેરીને ) ક્યહાં છે શાર્ઙ્ગરવાદિ ?

( પ્રવેશીને )

શિષ્યોઃ ભગવન્! આ રહ્યા અમે.

કાશ્યપઃ ભાગનીને ત્હમારી માર્ગ દાખવો.

શાર્ઙ્ગરવઃ આમ–આમ, ભગવતિ!

( સહુ ચાલે છે.)

કાશ્યપઃ ~ અરેરે ! અહો ! પાસે ઉભેલાં ઓ તપોવન-
તરુઓ !

૯. પાણી યે ન પીવા જતી પ્રથમ જે ત્હમને અપીધાં મૂકી,
ભૂષણવ્હાલી ય ચૂંટતી ન તમ જે સ્નેહે કરી પલ્લવો;
ને જેને, ફૂલ ફૂટતાં જ ત્હમને, પ્હેલ્લો થતો ઉત્સવ,
તે આ જાય શકુન્તલા પતિગૃહે, સર્વે ય આપો રજા.

(કોયલનો ટહુકો સાંભળ્યાનું કરીને )

૧૦. અનુમતિ દીધ આ શકુન્તલાને
વનતરુ ને વનવાસી ભાંડુઓએ;
કલરવ કરી કોકિલા સખીનો
દીધ પ્રતિઉત્તર આ સમો સુહાતો.

( આકાશમાં )

૧૧. હો રમ્ય વાટ કમલિનીનીલાં સરોથી,
હો વૃક્ષછાયથી કુળા રવિરશ્મિતાપ;
હો પદ્મની રજ થકી મૃદુ માર્ગરેણુ,
શાન્તાનુકૂલ પવનો, શિવ હો જ પન્થ.

( સહુ વિસ્મય પામી કાન દે છે. )

ગૌતમી: લાડકી ! ભાંડુ જન શી પ્રેમાળ તપોવન દેવો- ઓએ રજા દીધી ત્હને જવાની. પ્રણામ કર ભગવતીઓને.

શકુન્તલા: ( પ્રણામ કરી, ચાલીને, જનાન્તિકે ) અહી પ્રિયંવદા ! આર્યપુત્રની દર્શનોત્સુક છું; છતાં યે આશ્રમ- ભૂમિ પરિત્યાગતાં મ્હારાં પગલાં દુ:ખભારે આગળ ઉપડે છે.

પ્રિયંવદા: ન માત્ર તું જ તપોવનવિરહે વિહ્વળી છે. ત્હારા આવીપડયા વિયોગે તપોવનની યે એવી જ સમવસ્થા દીસે છે.

૧૨. દર્ભકોળિયો મૃગીનો પડિયો, મયૂરે નર્તન પરિત્યાગ્યાં;
ખરતાં પાન પીળાં તે જાણે સારે અશ્રુ પુષ્પલતા.

શકુન્તલા: ( સાભરી આવ્યે ) બાપુ! લતાબ્હેનડ વનચન્દ્રનીને જરા 'આવજો' કહી લઉં.

કાશ્યપ: જાણું છું ત્હારો–ત્હેનો સહોદરસ્નેહ. આ રહી જરા દક્ષિણે.

શકુન્તલા: ( લતા કને જઈ આલિંગીને ) વનચન્દ્રની ! આંબા સંગે છો, ત્હો યે મ્હને સ્હામી ભેટ આમ- લંબાવ્યા આ શાખાબાહુથી. આજના દિનથી ખરે ! દૂરવાસિની થઈશ ત્હારા થકી.

કાશ્યપ: ૧૩. નિર્ધારિયો પ્રથમ મ્હેં તુજ કાજ જેવો,
ત્હેવો પતિ તુજ સમોવડ પામી પુણ્યે;
આંબે જ આશ્રય લીધો નવજૂઈએ આ,
ત્હેની જ–ત્હારી ઉતરી મુજ નિત્યચિન્તા.

અંહીથી મારગડે વળો હાવાં.

શકુન્તલા: ( સખીઓને ) અલીઓ ! એને ત્હમારે બેને હાથે સોંપું છું.

સખીઓ: ને અમને કોને હાથે સોંપતી જાય છે?

( કહી આંસુ સારે છે. )

કાશ્યપ: અનસૂયા ! છોડો રડવાનું. ને ત્હમારે બન્નેએ તો હામ રાખવી જોઈએ શકુન્તલાને.

( સહુ ચાલે છે. )

શકુન્તલા: બાપુ! આ પર્ણશાળા સૂધી જ સંચરતી ગર્ભ-ધીરી હરણીના જ્યહારે છેડા છૂટે ત્યહારે એ પ્રિય મ્હને જણાવવા નક્કી પાઠવજો કોઈનિ ય તે.

કાશ્યપ. નહિં ભૂલું એ હું.

શકુન્તલા: ( ગતિભંગ નિરૂપીને ) કોણ ખરે ! ખેંચે છે આ માહરો પાલવછેડલો ?

( કહી પાછળ ફરે છે. )

કાશ્યપ: બાળ !

૧૪. ઇંગુદી તેલ મુખડે વ્રણ રૂઝવા ત્હેં
જેને સીંચ્યું હતું, કુશાગ્ર થકી વિંધાયે,
સામાની મુઠ્ઠી નીરી પુત્ર કરી ઉછેર્યો,
મૂકે ન તેહ મૃગ આ મીઠી ! તુજ કેડો.

શકુંતલા: બાળ ! સહવાસત્યાગતી મુજની પાછળ પાછળ કાં આવ છ ! જન્મ્યો ત્ય્હારથી તો જનની વિના જ ઉછર્યો છો. હાવાં યે મુજવિરહી ત્હારી બાપુ ચિન્તા ધરશે. તો પાછો વળ. ( કહી જતાં જતાં રડે છે. )

કાશ્યપ: ૧૫. પાંપણઉંચેરી દગનો દગધર્મ રૂંધે,
એ અશ્રુમાળ પડતી અટકાવ ધૈર્યે.
નીચા ઉંચા નવ લહો ભૂમિદેશને આ
માર્ગે ખરે ! ચરણ તો લથડે છ ત્હારાં.

શાર્ઙ્ગરવ: ભગવન્ ! ' જલતીર સૂધી વ્હાલાંને વળાવવા જવું ' એમ સાંભળેલું છે. તો આ સરોવરતીર. આદેશસન્દેશ આપી અંહીથી પાછા વળવું ઘટે.

કાશ્યપ: તો ખરે ! આ ઉમરાના ઝાડને છાંયડે જઇએ.

( કહી ચાલીને ને ઉભાને )

કાશ્યપ: ( આત્મગત ) ને શો ખરે ! મહારાજ દુષ્યન્તને છાજતો સન્દેશો મ્હારે કહાવવો ? ( કહી ચિન્તવે છે )

શકુન્તલા: ( જનાન્તિકે ) અલી ! જો. કમળપાનને પટાન્તરે
ચે સહચરને ન પેખન્તી આતુર ચક્રવાકી જલ્પી
રહી છે કે ‘ ન કર્યાનું કરૂં છું ’ ‘ ન કર્યાનું
કરૂં છું,’ હો !

અનસૂયાઃ સખિ ! એવું મા બોલ.

૧૬. એ ચે વ્હાલા વિણુની શોકવધી રજની વિતવે વલખી;
ભારે ય વિરહદુઃખો સહન કરાવે એક આશબન્ધ.

કાશ્યપઃ શાર્ઙ્ગરવ ! આમ ત્હારે મ્હારા વચનથી તે રાજ-
વીને શકુન્તલા સોંપીને કહેવું—

શાર્ઙ્ગરવઃ આજ્ઞા કરો ભગવાન.

કાશ્યપઃ ૧૭. અવલોકી અમ સાધુ સંયમધની, પોતાનું ઉચ્ચું કુલે,
ને સ્હેજે–વણુવાળી કોની તમ શું ઢળતી પ્રીતિ એહની,
ઘટતા ગૌરવથી જ પત્ની ભણી આ આપે જ જોવું ઘટે;
ભાગ્યાધીન પછીનું, હોય નવ તે બોલ્યું વધૂભાંડુએ.

શાર્ઙ્ગરવઃ ઝીલ્યો સન્દેશો.

કાશ્યપઃ વત્સે ! ત્હને હવે શીખ દેવાની રહી. અરણ્યવાસી
છતાં યે છીએ સંસાર જાણુણહાર અમે.

શાર્ઙ્ગરવઃ બુદ્ધિમન્તોનો તો ખરે ! કોઈ યે કાંઇ વિષય
નથી એમ નહીં.

કાશ્યપઃ ને તું અહીંથી સાસરવેલને પામ્યે

૧૮. સેવા કરી વડિલો તણી પ્રિય સખી થાજે સપત્નીની સૌ,
સ્વામીના તરછોડવે ય નવ તું રોષે વિરૂદ્ધે જતી;
નોકરને અતિ દાખજે સુજનતા, ભાગ્યે તું ફૂલીશ મા:
એ વિધ લે ગૃહિણીનું પદ યુવતિઓ, છે શાપ કુલનો બીજી

અથવા ગાતમાં શું ધારે છે ?

ગૌતમી: એવો જ હોય વહુવારૂઓને તો ઉપદેશ. દીકરી ! એ ખરે ! સન્ધુ યે હૈયે ધારજે.

કાશ્યપ: વત્સે ! ભેટી લે મ્હને ને સખીજનને.

શકુન્તલા: તાત ! અહીંથી જ શું પ્રિયંવદા ને અનસૂયા સખીઓ પાછી વળશે ?

કાશ્યપ: વત્સે ! એમને ય છે વરાવવાની. એથી ન ઘટે એમને ત્ય્હાં સાથે જવું. ગૌતમી આવશે ત્હારી સંગાથે.

શકુન્તલા: ( પિતાને ભેટીને ) કેવી રીતે હાવાં તાતખોળેથી ખરી પડેલી, મલયાદ્રિતટથી સમૂળી ઉખડેલી ચન્દનલતા શી, હું પારકા દેશમાં જીવન નિભાવીશ ?

કાશ્યપ: વત્સે ! કાં આવડી ભીરૂ થા છ ?

૧૯. કુલીન પતિના પ્રીતિઉંચાં ચ્હડી ગૃહિણીપદ,
વિપુલ વિભવે ત્હેના ક્ષણુ ક્ષણુ વીતતી કામે ગૂંથી,
પ્રસવી, રવિ શો પ્રાચીખોળે સપૂત જ પાવન;
મુજ વિરહનો વત્સે ! લેશે ન શોક લહીશ તું.

( શકુન્તલા પિતાના પગમાં પડે છે. )

કાશ્યપઃ મ્હારી શુભેચ્છાઓ તુજને ફળજો સહુ.

શકુન્તલાઃ ( સખીઓ કને જઈને ) અલીઓ ! બન્ને ય મ્હને સંગાથે જ ભેટો.

સખીઓઃ ( તેમ કરીને ) સખિ ! જરા ય જો તે રાજવી સંભારવે થાંથા થાય, તો ત્હેમને આ ત્હેમનું જ નામકોતરી વીંટી દાખવજે.

શકુન્તલાઃ એ સન્દેહે જ ત્હમારે કમ્પારી છૂટે છે મ્હને.

સખીઓઃ મા બ્હીતી. અતિસ્નેહ જ છે શંકાનું મૂળ.

શાર્ઙ્ગરવઃ યુગાન્તરે રહ્યા સૂર્યદેવ. સાંતરાં થાવ હવે.

શકુન્તલાઃ ( આશ્રમ ભણી મુખ માડી ઉભીને ) તાત ! ક્ય્હારે હવે ફરીથી પેખીશ હું આ તપોવનને ?

કાશ્યપઃ સાંભળ.

> ૨૦. ચોખંડમંડલની દીર્ઘ થઇ સપત્ની,
> દુષ્યન્તપુત્ર નિઃશત્રુપદે ય સ્થાપી.
> ત્હેને જ સોંપી કુલભાર, પતિની સંગે
> પગલાં પાછી તું કરજે શિવ આશ્રમે આ.

ગૌતમીઃ લાડકી ! વીતે છે જવાની વેળા. પાછા વાળ બાપુને; નહીં તો ક્ય્હાંઇ યે લગી વળી વળીને એનું એ જ બોલશે.–પાછા વળો, મહારાજ !

( પછી પ્રવેશે છે આસનવિરાજ્યા રાજવી ને વિદૂષક. )

વિદૂષકઃ ( કાન દઈને ) અહો મિત્ર ! સંગીતશાળાએ ધ્યાન દેશો જરા ? ગીતના શુદ્ધ કલ્લોલની સ્વર-માલા સંભળાય છે. ધારૂં છું કે દેવી હંસપદિકા સુર ઘૂંટવાનું કરતાં હશે.

રાજાઃ મુંગો થા, તો સાંભળું જરા.

( આકાશમાં ગાય છે. )

૧. નવનવ રસના રસિયા ! માણી વજ્યો એમ આમ્રમંજરી તું;
કમળે છેક હવાં જઈ વસ્યો મધુપ ! કાં ? વિસર્યો શું એને?

રાજાઃ અહો ! શું રાગ વહેવડાવતું સંગીત !

વિદૂષકઃ શું ? જરા સ્હમજ્યા સંગીતનો અક્ષરાર્થ ?

રાજાઃ ( સ્મિત કરીને ) એક વેળા પ્રણયપાત્ર હતી એ. ને આ દેવી વસુમતી વિશેનો મ્હને ઠપકો

સ્હમજું છું. સખે માધવ્ય! મ્હારાં વેણથી હંસપદિકાને કહે કે ચાતુરીથી ઠપકાર્યો છે મ્હને.

વિદૂષક: જેવી મહારાજની આજ્ઞા (ઉઠીને) અહો મિત્ર! પારકે હાથે શિખાથી ત્હેમણે પકડાવાયેલા, અપ્સરાઓથી ઠોકાતા સંન્યાસી સમા, મ્હારે નહીં રહે છૂટવાઆરો પછી.

રાજા: જા, શહેરીની ચતુરાઇથી સન્દેશો દેજે એમને.

વિદૂષક: શી દશા આ?

(કહી જાય છે.)

રાજા: (આત્મગત) કેમ કંઇ ખરે! એ વિધના અર્થનું ગીત સાંભળીને વ્હાલાંના વિરહ વિના ય તે અતિશે તનમનાટ થાય છે મ્હને? અથવા

૨. રમ્યો નિહાળી, મધુરાં સુણી કાંઇ શબ્દો,
ઉત્કંઠી થાય જગનાં સુખિયાં ય પ્રાણી;
સાચે! પછી મન સ્મરે છ, અજાણ્યાં યે,
હૈયે જડેલ જનમાન્તરનાં ય સ્હાણાં.

(કહી જોવાનો બેસે છે.)

(પછી પ્રવેશે છે કંચુકી)

કંચુકી: અરે! કંઈ ખરે! આવડી દશાએ પહોંચ્યો છું હું!

૩. આચાર માત્ર ગણીને લઇ હું ગયો'તો
અન્તઃપુરે નૃપતિને છડી વેત્રની જે,
વીત્યં બહુ વરસ તેહ થઇ જ મ્હારે
પ્રસ્થાનવેળ ધ્રૂજતાં અવલંબરૂપ.

–અને ખરૂં છે કે ધર્મકાર્ય ન ઉવેખાય દેવનું. ત્હો યે અત્યહારે જ ધર્માસનેથી ઉઠેલા આ રાજવીને વળી વિશ્રાન્તિ–મોડન્તા કણ્વ શિષ્યોનું આગમન નિવેદન કરવા ઉત્સાહ નથી થતો મ્હને. અથવા શું વિશ્રાન્તિવિહોણો જ છે આ લોકતન્ત્રનો અધિકાર ? કેમકે

૪. ઘોડા રવિના જ અખંડ જોડ્યા,
અને અહોરાત્ર જ વાયુ વાય;
સદા ઉપાડે ભૂમિભાર શેષઃ
ષષ્ઠાંગભાગી નૃપધર્મ તે ય.

તો ફરજ મ્હારી પાળવાની જ મ્હારે. (ચાલીને ને અવલોકીને) આ રહ્યા દેવ.

૫. પ્રજા પ્રજા નિજ સમી નિયન્ત્રી
એકાન્ત થાકયા મનના ભજે તે;
દિને ધૂમાવી ગજજૂથ જેમ
શીળા સ્થળે સૂર્ય સીઝયો ગજેન્દ્ર.

(કને જઈને) જય હો–જય હો દેવનો. એ તો ખરે ! હિમગિરિની તળેટીના અરણ્યવાસી કાશ્ય-

અં. ૫, પા. ૯૮.

પસન્દેશ લેઈને સ્ત્રીઓ સંગાથે કો તપસ્વીઓ પધાર્યા છે. સાંભળીને પ્રમાણિયે દેવ.

રાજાઃ ( આદરથી ) શું ? કાશ્યપનો સન્દેશો લેઈને !

કંચુકીઃ જી હા.

રાજાઃ ત્હારે તો ખરે ! મ્હારા વેણુથી વિનતિ કરો ઉપાધ્યાય સોમરાજને કે એ આશ્રમવાસીઓને વેદવિધિથી સત્કારીને પોતે જ અંહીં તેડી લાવે. હું યે અંહીં તપસ્વીદર્શનને કાંજ ઉચિત પ્રદેશે બેઠો વાટ જોઉં છું.

કંચુકીઃ જેવી દેવની આજ્ઞા. ( કહી જાય છે. )

રાજાઃ ( ઉઠીને ) છડીધારિણી ! યજ્ઞશાળાનો માર્ગ દાખવ.

પ્રતિહારીઃ આમ, દેવ ! આમ.

રાજાઃ ( ચાલે છે. અધિકારનો થાક દાખવીને ) પ્રાર્થ્યો તનો રથ પામ્યે સર્વે યે સુખી થાય છે પ્રાણીઓ પણ રાજાને તો મનોરથસિદ્ધિ છે દુઃખવધારનારિણી.

૬. ઉત્સાહ માત્ર ઉમતો શમવે પ્રતિષ્ઠા,
કાંઠે ગ્રહ્યાનું પરિપાલનભાર ભારે;
નિજ હાથ દંડ પરિપેત જ છત્ર પેરે,
ના થાકને શમવવા, શ્રમ થાય, શાન્ય.

( નેપથ્યમાં )

વૈતાલિકોઃ વિજય હો દેવનો.

પ્રથમ વૈતાલિકઃ ૭. નિજ સુખ નવ વાંછો,લોક કાજે મથો છો,
પ્રતિ દિવસ ત્હમારી વૃત્તિ એ રીતની જ;
નિજ શિર ઝીલી પોતે વૃક્ષ તો તિગ્ન તાપ
શમવતું પરિતાપો છાંયથી આશ્રિતોના.

બીજો વૈતાલિકઃ ૮. વિપથ વિચરતાને વારતા દંડ ઝાલી,
કલહ શમવી સૌના રક્ષણાર્થે મૂંઝો છો;
અતુલ વિભવ આણે નામના જ્ઞાતીતાંમાં,
પણ તમ મહીં શામે બન્ધુકૃત્યો પ્રજાનાં.

રાજાઃ આ તો ખિન્ન મનનો યે હું જાણે નવો સરજાયો !

( ફરી ફરે છે. )

પ્રતિહારીઃ આ તાજા ધોવાણથી શોભીતો, હોમધેનુની કનેનો જ યજ્ઞશાળાનો ઓટલો. ચ્હડિયે, દેવ !

રાજાઃ (ચ્હડી પરિજનપી થી ટેકો લઈ બેસે છે.) છડીધારિણી ! શા ઉદ્દેશથી ભગવાન કાશ્યપે મુજ કને ઋષિઓને પાઠવ્યા હશે ?

૯. હા ! શું તે વ્રતિયાં-મહાતપસ્વીનાં વિઘ્ને બ્હિલાયાં તપ ?
ધર્મારણ્યચરમન્ત પ્રાણી પ્રતિ શું કીધું કૂડું કોઈએ ?
અથવા કો મુજ પાપથી અટકિયું વેલીનું શું ફાલવું ?
એવા તર્કવિતર્કરૂણ્યું મન આ શંકાથી છે વિહ્વળું.

પ્રતિહારી: સુચરિતે આનન્દતા ઋષિજનો દેવને અભિનન્દવા પધાર્યા હોય એમ ધારૂં છું.

( પછી પ્રવેશે છે ગૌતમી સંગાથે શકુન્તલા, ને ત્હેમની પંચ મુનિઓ; અને ત્હેમની પે પાછળ કંચુકી ને પુરોહિત. )

કંચુકી: આમ પધારિયે આપ.

શાર્ઙ્ગરવ: શારદ્વત !

૧૦. મહાભાગી સાચે ! નરપતિ ન માઝા ઉલટતા;
ન કો વર્ણોમાં કો વિપથ વિચરે—કો ન અધમે;
તથાપિ આ મ્હારૂં મન સતત એકાન્ત ભજતું,
હવેલી આ માને જનભરી ય વહ્નિવીંટી સમી.

શારદ્વત: અસ્થાને નથી ત્હમને પુરપ્રવેશવે એવું થવું હું ય તે

૧૧. ન્હાયો તેલભીનાને, શુદ્ધ અશુદ્ધ જ, જાગ્યો ઉંઘ્યાને,
મુક્ત જેમ બાંધ્યાને, ત્યમ સુખસંગી જન પેખું આંહીંનાં

શકુન્તલા: ( અપશુકન થયું દાખવીને ) અહો ! કેમ મ્હારી જમણી આંખડી ફરકે છે ?

ગૌતમી: બાળા ! ટળો ત્હારૂં અમંગળ સૌ. ભર્તાના કુળદેવતા ત્હારૂં કલ્યાણ કરો.

( ૧લી બાજુ ઉ. )

પુરોહિત: ( રાજાને દાખવીને ) અહો ! અહો ! તપસ્વીઓ ! પેલા મહારાજ, વર્ણાશ્રમના રક્ષણહાર. પહેલેથી જ આસન છાંડી આપની વાટ જૂવે છે. મળો એમને.

શાર્ઙ્ગરવ: અહો મહાબ્રાહ્મણ ! ખરે ! એ અભિનન્દનીય છે; તથાપિ અમે આમાં તટસ્થ છીએ. કારણ કે

૧૨. તરુવરો નમ્ર બને ફળો ફળ્યે,
નવાં જળોથી નમતો ઘણું ઘન;
ફૂલાય ના સત્પુરુષો સમૃદ્ધિથી;
સ્વભાવ છે એ જ પરોપકારીનો.

પ્રતિહારી: દેવ ! પ્રસન્નમુખાળા ને પ્રસન્નવર્ણા દીસે છે એ. ધારું છું કે શાન્તિકાર્ય કાજે પધાર્યા છે ઋષિ જનો.

રાજા: ( શકુન્તલાને દેખીને ) ને આ દેવી !

૧૩. કો બુરખાવન્તી આ ? નથી અતિ ઉઘડી કાન્તિ સલૂણીની;
તપોધનોની મધ્યે, પીળાં પાન વચ્ચેની કુંપળ સમી ?

પ્રતિહારી: દેવ ! કુતૂહલગર્ભપ્રેર્યો યે મ્હારો તર્ક નથી વધતો આગળ. ને ખરે ! દર્શનીય તો વળી એની મૂર્તિ લાગે જ છે.

રાજા: હશે. ન હેરાય પરસ્ત્રીને.



શકુન્તલા: ( હૈયે હાથ મૂકીને. આત્મગત ) હૈયા ! આ ધડકે છે કેમ ? આર્યપુત્રનો ભાવ વિચારી જરા ધીરૂં થા.

પુરોહિત: ( આગળ જઈને ) આ વિધિવત્ પૂજેલા તપસ્વીઓ કાંઇક એમના ગુરુજીનો સન્દેશ છે. હવે તે સાંભળવો ઘટે.

રાજા: સાવધાન છું.

ઋષિઓ: ( હસ્તો ઉંચા કરીને ) વિજય હો રાજવીનો.

રાજા: સહુને અભિવન્દું છું.

ઋષિઓ: મનવાંછ્યું મળજો સદા.

રાજા: તપમાં તો નિર્વિઘ્ન છો ને મુનિજનો ?

ઋષિઓ: ૧૪.આપ રક્ષો, વિઘ્ન શાં ત્ય્હાં સન્તને ધર્મકાર્યમ
ભાસ્કર તપતાં ક્ય્હાંથી આવિર્ભાવ તમસ્ તણે

રાજા: તો સાર્થક જ છે મુજ રાજપદ. અને લોક કલ્યાણને કાજે ભગવાન કાશ્યપ તો કુશળ છે ને

ઋષિઓ: સિદ્ધિમન્તોને તો ક્ષેમકુશળ સ્વાધીન જ હોય છે. આપનું આરોગ્ય પૂછીને તે આમ કહાવે છે:—

**રાજા:** શી આજ્ઞા છે ભગવાનની ?

**શાર્ઙ્ગરવ:** કે 'પરસ્પર મળ્યાં ત્ય્હારથી જ આ મ્હારી દુહિતાને આપે સ્વીકારી, ત્હેની મ્હેં પ્રીતભર્યાં બન્નેયને અનુમત દીધી છે. કાં કે

૧૫. છો જી અમારે મન મેર પૂજ્યમાં,
શકુન્તલા પુણ્ય જ મૂર્તિમન્ત છે;
મેળાવી એ સમગુણનાં વધૂવર
લાંબે સમે વિધિ ય ગાળથી બચ્યો.

તો હાવાં આ ગર્ભવન્તીને સ્વીકારો સહધર્માચરણને કાજ: ' એમ કહાવ્યું છે.

**ગૌતમી:** આર્ય ! કંઈકે કહેવાનું મન થાય છે; જો કે મ્હારે બોલવાનો અવસર નથી. કેમકે

૧૬. પૂછ્યું ન વડિલને એણે, નહીં ત્હમે યે પૂછ્યું બન્ધુજનને;
એકલડાંએ કર્યું, તો શું હું ભાખું એ એકલડાં ત્હમને ?

**શકુન્તલા:** ( આત્મગત ) આર્યપુત્ર હવે શું ભાખશે ?

**રાજા:** વળી આ શું ઓઢાડો છો ?

**શકુન્તલા:** ( આત્મગત ) અગ્નિ જ છે ખરે ! ઉપડતાં વેણ તો.

**શાર્ઙ્ગરવ:** એમ કાં કંઇ ? આપ તો સઘળી યે લોકરીતના પારંગત છો.

૧૭. સતી ય રૂહે મહિયરને જ આશરે,
—જો સ્વામી હો તો—જન અન્યથા લહે.
વ્હાલા-અવ્હાલા પરણ્યા કને જ તો
પ્રમદા રહે, એહવું વાંછું ઈચ્છતાં.

રાજા: શું? આ દેવીને પૂર્વે હું પરણ્યો છું?

શકુન્તલા: (ખેદથી, આત્મગત) હૈયા! આવી પડી ત્હારી આશંકા.

શાર્ઙ્ગરવ: ૧૮. કીધનો આ શું અભાવો?
ધર્મવિમુખતા? કર્યાની શી અવજ્ઞા?

રાજા: અસત્ય-કલ્પનાજન્ય એ પ્રશ્ન જ ક્યહાંથી?

શાર્ઙ્ગરવ: વાધે ખરે! વિકારો
પ્રાયઃ સંપદસાંપડિયા જનને.

રાજા: વધુ પડતું મ્હારે માથે નાંખો છો.

ગૌતમી: બાળે! ઘડીક લજવાતી મા. ઉતારી લઉં છું જરા ઘૂંઘટો ત્હારો; કે પછી ત્હને ભર્તા ઓળખે.

(કહી કહ્યા પ્રમાણે કરે છે.)

રાજા: (શકુન્તલાને નિહાળીને, આત્મગત)

૧૯. વિમળ રૂપની મૂર્તિ આજ સ્હેજે મળન્તી,
પ્રથમ પરિગૃહી'તી., વા ન? અણનિર્ણયે એ
નવ હું શકું જ માણી, ના હું ત્યાગી શકું યે;
ભ્રમર જ્યમ પ્રભાતે મોગરો ઓ[illegible] રિ[illegible]

( કહી વિચારતો બેસે છે. )

**પ્રતિહારી:** અહો ! ધન્ય છે ધર્મપીપાસુ મહારાજને. નહીં તો તો આવડું કંઇ રૂપ સુખે આવી મળ્યું પેખી કો બીજો વિચારવા થંભે ?

**શાર્ઙ્ગરવ:** અહો રાજવી ! કાં આમ મૌન ધારો ?

**રાજા:** અહો તપોધનો ! ચિન્તવતાં છતાં યે નથી ખરે ! આ દેવીને સ્વીકાર્યાનું સાંભરતું. તો શી વિધે આ સીમન્તિનીનાં લક્ષણ દાખવતીને નિજને ક્ષેત્રી જ માત્ર ગણાવાને અંગિકારું હું ?

**શકુન્તલા:** ( બાજૂ ફરીને ) આર્યને તો પરણ્યાનો જ સન્દેહ છે. તો ક્‌હાં હવાં મ્હારી આઘેની અધીરી આશાઓ ?

**શાર્ઙ્ગરવ:** મા અંગિકારશો. ભલે.

૨૦. અનુમોદી જેણે બલમર્દી પુત્રી,
શું તે મુનિ તમ અપમાન યોગ્ય ?
સ્વીકારવા પાત્ર ગણ્યા જ જેણે,–
જ્યમ દસ્યુને દે ધન કો સ્વહસ્તે.

**શારદ્વત:** શાર્ઙ્ગરવ ! વિરમ તું હવે. શકુન્તલા ! કહેવાનું કહ્યું અમે તો. ને મહારાજે યે કહ્યું. દે એમને હવે પ્રતીતિઆણતો પ્રતિઉત્તર.

**શકુન્તલા:** ( બાજૂ ફરીને ) આવડો અવસ્થાભેદ પામ્યા પછી એવડા અનુરાગને સ્મરાવ્યે યે શું ? પોતાને

જ હોવાં મ્હારે શોચવાની, એવું નિર્માણ લાગે છે. ( પ્રકાશ ) આર્યપુત્ર !–( એમ અડધું બોલીને ) પરણ્યાની જ હોવાં શંકા પડ્યે નથી એ ક્‌હેવું યોગ્ય મ્હારે. પૌરવરાજ ! ઘટે છે લેશે ય આપને એમ પહેલાં આશ્રમભૂમિમાં સ્વભાવે જ મુગ્ધ હૈયાની મુજને સન્કેતટાણે કોલથી છેતરીને પછી અત્યહારે આવઆવડા બોલે નકારવાનું ?

રાજા: ( કાન ઢાંકીને ) શાન્તિ હો પાપની.

૨૧. કુળને કરી રજમેલું, મુજને કયમ આ મથે પતિત કરવા ?
તટ ધસી પડયે જ સરિતા પ્રસન્ન જલને, ત્યમ તટતરુને યે.

શકુન્તલા: ભલે. જો પરપરિગ્રહની શંકાના પરમાર્થભાવે આપ આમ વર્તતા હો તો સંભારણાથી આ આપની શંકા નિવારૂં છું હું.

રાજા: ઉમદા ધારણા એ.

શકુન્તલા: ( વીંટીસ્થાન પરસીને ) હા ધિક્‌ક ! હા ધિક્‌ક ! વીંટીસૂની છે મ્હારી આંગળી. ( કહી ગૌતમીને નિહાળી રહે છે. )

ગૌતમી: ખરેખર ! ઇન્દ્રઆરે ઉતરતાં શચીતીર્થનાં જળમાં વન્દન વન્દતાં પડી ગઈ ત્હારી વીંટી.

રાજા: ( સ્મિત કરીને ) આ તો 'સ્ત્રી જાતની તત્કાલિની બુદ્ધિ' કહેવાય છે એ જ છે ને ?

શકુન્તલાઃ આમાં તો જરા વિધાતાએ પ્રકાશ્યું પ્રભુત્વ. બીજું આપને ભાખું.

રાજાઃ સાંભળવા જ બેઠો છું અત્યારે.

શકુન્તલાઃ ને એક કોઈ દિવસે નવજૂઈના માંડવે કમલપાનના પડિયાભર્યું પાણી હાથમાં લેઇ આપ બેઠા હતા.

રાજાઃ સાંભળ્યું એટલું.

શકુન્તલાઃ તે જ ક્ષણે એ મ્હારો પુત્રમાન્યો દીર્ઘાપાંગ નામનો મૃગબાળકો આવી ર્‍હડયો. 'આને પ્હેલું પીવા દ્યો' એમ કહી અનુકમ્પા દાખવી 'બ્ચૂ' 'બ્ચૂ' કરી આપે પાણી ભણી એને ન્હોતર્યો. પણ પરિચયઅજાણ્યો તે હાથ ન લાધ્યો આપને. પછી ત્હેને મ્હેં પકડયે એ પાણી શું એણે પ્રીત કીધી. ત્ય્હારે આપ એમ હસ્યા કે 'સમવાસનાવાળા શું જ સૌ શ્રદ્ધાશીલ હોય: ત્હમે બન્ને ય આ અરણ્યવાસીઓ છો.'

રાજાઃ આવી મૂળથી જ સ્વાર્થસિદ્ધિની કેવળ અસત્યમય વાણીમીઠપથી વિષયી જનો જ છેતરાય.

ગૌતમીઃ મહાભાગ ! નથી ઘટતું એવડું બોલવું આપને. તપોવનઉછરેલી આ બાળકી અજાણી જ છે છેતરવાની રમતની.

ગૌતમી: આગળ થાવ.

( કહી જવા માંડે છે. )

શકુન્તલા: કાં ? આ ઠગારાએ તો ઠગી; ત્હમે ય મ્હને પરિત્યાગશો ?

( કહી પાછળ જાય છે. )

ગૌતમી: ( ઉભા રહીને ) વત્સ શાર્ઙ્ગરવ ! આપણી પાછળ જ આવે છે આ કરુણરડતી શકુન્તલા. નઠોર ભર્તાએ નકાર્યે શું બીજું કરે મ્હારી બાળકી ?

શાર્ઙ્ગરવ: ( રોષથી પાછા વળીને ) કાં ? ઉછાંછળી ! સ્વતન્ત્રતા ધારે છે કે ?

( શકુન્તલા બ્હીકથી ધ્રૂજે છે. )

શાર્ઙ્ગરવ: શકુન્તલા !

૨૭. ભૂપ ભણે કહી ત્હેવી તું હોય જો,
કુળઉઠી પછી કોણ તું તાતને ?
ગણતી હો વ્રત નિર્મળ ત્હારૂં, તો
પતિકુલે તુજ દાસ્ય ય છે ભલું.

રહે. અમે જઇએ છીએ.

રાજા: અહો તપસ્વીઓ ! કાં એમને છેતરો છો ?

૨૮. ચન્દ્ર એક પોયણને, સૂર્ય ખિલાવે કમળને જ એક;
પરસીને અડવે યે સંયમશીલની ઉદાસી જ વૃત્તિ.

શાર્ઙ્ગરવ: જો પૂર્વબન્ધુ અન્યસંગતમાં આપ વિસારો, તો
અધર્મભીરૂ કઈ વિધે કહેવા આપને ?

રાજા: આપને જ ત્હ્મારે આમાં ભારે–હળવાનુ પૂછું છું.

૨૯. મોહ્યો હું એહમાં ? કે તે જૂઠું કહે ? એહ સંશયે
થાઉં હું પત્નીત્યાગી ? કે પરસ્ત્રીસ્પર્શપાપિયો ?

પુરોહિત: ( વિચારીને ) જો એમ છે, તો આમ કરો.

રાજા: આજ્ઞા કીજિયે મ્હને, કુલગુરુ !

પુરોહિત: દેવી જરા પ્રસવ સૂધી અમારે ત્હ્યાં રહે. ' આમ કેમ કહો છો ?' એવું પૂછો તોઃ આપને ઋષિજને પૂર્વે જ ભાખેલું છે કે પ્હેલ્લો જ પુત્ર ચક્રવર્તી જન્મશે. તો જો એ મુનિદોહિત્ર તે લક્ષણવન્તો જન્મે તો અભિનન્દીને આમને અન્તઃપુરે પ્રવેશાવવાં; નહિ તો પિતાને ઘેર એમને પાછાં પાઠવવાં: એ જ મારગ છે.

રાજા: જેમ ગુરુજીને રુચે તેમ.

પુરોહિત: વત્સા ! મ્હારી સાથે ચાલ.

શકુન્તલા: ભગવતી ધરતીમાતા ! મારગ દ્યો મ્હને.

( એમ રોતી રોતી જવા નીકળે છે, ને પુરોહિત ને તપસ્વીઓ સંગાથે જાય છે.)

અં. ૫, પા. ૧૧૨

( શાપથી સ્મૃતિવિસ્મર્યો રાજા શકુન્તલામાં તલ્લીન ચિન્તન-ડૂબ્યો રહે છે. )

( નેપથ્યમાં )

આશ્ચર્ય ! આશ્ચર્ય !

રાજા: ( કાને પડતાં )—એ શું વળી થયું ?

( પ્રવેશીને )

પુરોહિત: ( વિસ્મયથી ) દેવ ! અદ્‌ભુત જ ખરે ! બન્યું.

રાજા: શું થયું તે ?

પુરોહિત: દેવ ! કણ્વશિષ્યોથી વિંટળાયેલી

૩૦. તે નિન્દન્તી નિજનું ભાગ્ય બાલા
હાથ ઉછાળી લાગી આક્રન્દવાને;

રાજા: ને પછી ?

પુરોહિત: સ્ત્રીમૂર્તિનું અપ્સરાતીર્થતટનું
જ્યોતિ એને એક ઉપાડી ચાલ્યું.

( સર્વે વિસ્મય દાખવે છે. )

રાજા: ભગવાન ! પ્રથમથી જ એ લક્ષ્મીને તો મ્હેં નક્કારી જ છે ને ? વૃથા તર્કથી હવે શું વળવાનું ? આપ જરા વિશ્રામ લ્યો.

પુરોહિત: ( ન્હાળીને ) વિજય હો ! ( ક્હી જાય છે )

રાજાઃ છડીધારિણી ! વ્હેબાકળો છું હું. શયનમાળનો મારગ દાખવ.

પ્રતિહારીઃ આમ–આમ, દેવ ! ( દોરી જાય છે. )

રાજાઃ ૩૧. 'ન સાંભરે લેશે એ
નકારી મુનિતનયાને પરણ્યાનું;
ઉંડું ડંખતું ત્હો યે
પ્રતીતિ પૂરે જાણે મુજ હૈયું.

( એમ સર્વે ચે જાય છે. )

---

પાંચમો અંક સમાપ્ત.

( પછી પ્રવેશે છે નગરકોટવાળ રાજસાળો, ને અવળે હાથ બાંધેલ એક જણને લેઇને બે રક્ષકો. )

રક્ષકો: ( પુરુષને પ્રહારીને ) અરે ચોર ! કહે; કય્હાંથી ત્હેં આ મણિબન્ધમાંડયા નામઆલેખી રાજમુદ્રિકા ચોરી આણી ?

પુરુષ: ( ભય દાખવીને ) કૃપા રાખો, મહેરબાન ! નથી હું એવું કરનારાવાળો.

પહેલો રક્ષક: શું ? શોભીતો બ્રાહ્મણ કરીને રાજેન્દ્રે દાન દીધી છે ત્હારે ?

પુરુષ: તો સાંભળો હવાં. હું ઇન્દ્રઆરામાંનો રહેવાસી માછી છું.

બીજો રક્ષક: બીતફોડા ! શું અમે જાત પૂછી ત્હારી ?

રાજસાળો: સૂચક ! કહેવા દો સહુ અનુક્રમે; મા એને વચમાં આંતરો.

સૂચકઃ જેવું મહેરબાનનું ફરમાન. આ તો જમદ્વાર'
ચે મંહી જઇને પાછો આવ્યો તું.

( કહી પુરુષને બન્ધનમુક્ત કરે છે. )

પુરુષ: ( રાજસાળાને પ્રણમીને મહેરબાન ! હવે મ્હારી
આજીવિકાનું શું ?

રાજસાળો: મહારાજની મુદ્રિકાના મૂલ્ય જેટલી આ બક્ષીસે
મોકલાવી છે.

( કહી પુરુષને પોતે આપે છે. )

પુરુષઃ ( પ્રણામ કરી, સ્વીકારીને ) કૃપાળુની કૃપા થઇ મુજ
ઉપર.

સૂચકઃ આ કંઇ ઓછી કૃપા કે, શૂળીથી ઉતારી હાથી-
હોદ્દે બેસાડ્યો ત્હને ?

જાનુકઃ કૃપાળુ ! બક્ષીસ ભાખે છે કે તે વીંટી મહારા-
જની મનમાનીતી હતી.

રાજસાળો: ત્હેમાંનો મહામૂલો મણિ મહારાજનો મનમા-
નીતો હતો એમ નથી ધારતો હું. મુદ્રિકાદર્શને
મહારાજને પ્રિય જન કો સાંભર્યું. ઘડીક તો
સ્વભાવગંભીર તે યે આંખમાં આંસુ જ ભરી
રહ્યા.

સૂચકઃ તો તો સેવા જેવી રહેવી નથી આપ કૃપાળુની.

જાનુક: ખરૂં કહો તો કીધી છે આ માછીમારે. ( કહી પુરુષને ઇર્ષ્યાથી ન્હૂવે છે. )

પુરુષ: બહાદુરો ! આમાંથી અડધુંક તો ત્હમને ફૂલ-પાંખડી ભલે થાય.

જાનુક: આટલું બસ છે.

રાજસાળો: માછીમાર ! તું મહાનુભાવ છો. હાવાં પ્રિય મિત્ર થયો મ્હારો. કદમ્બ મદ્યની સાક્ષીએ આપણી પ્રથમ મૈત્રી ઉજવિયે. તો ચાલો જઈએ કલાલખાને.

( કહી સર્વે જાય છે )

પ્રવેશક સંપૂર્ણ.



( પછી પ્રવેશે છે આકાશમાર્ગેથી સાનુમતી નામની અપ્સરા. )

**સાનુમતી:** પૂરો કરી પરવારી હું મ્હારો વારો, જ્યહાં સુધી સાધુજનનો સ્નાનકાળ છે ત્યહાં સુધી અપ્સરા-તીર્થે રહેવાનો. હવે આ રાજર્ષિની વાર્તા નજરે નિહાળું. મેનકાને સંબંધે શકુન્તલા તો જાણે મ્હારૂં અંગ. ને ત્હેણે તો મ્હને પુત્રી નિમિત્તનો દઇ રાખ્યો યે છે પહેલ્લેથી જ આદેશ. ( ચોમેર નિહાળીને ) કાં કંઇ ખરે! ઋતુઉત્સવને યે અવસરે ઉત્સવના અનારંભ સરિખડો રાજમહેલ ભાસે છે? મ્હારે સિદ્ધિ છે પ્રણિધાનથી સર્વસ્વ જાણવાની. છતાં સન્માનવો ઘટે મ્હારે સખીના આદરને. ભલે આ બે ઉદ્યાનઉછરી વેલીઓને પડખે રહી અન્તર્ધાન વિદ્યાથી અણછતી મેળવીશ હું સહુ વર્તમાન.

( કહી ઉતરવાનો અભિનય કરે છે, ને ઉભે છે. )

( પછી પ્રવેશે છે આંબામ્હોર અવલોકતી દાસી; ને ત્હેની પાછળ બીજી.)

**પહેલી દાસીઃ** ૨. લાલ લીલો કંઇ પાંડુર,
વસન્ત માસનું જીવનસર્વસ્વ,
ઋતુમંગલ દીઠો મ્હેં,
આમ્રમ્હોર ! તુજ પ્રસન્નતા પ્રાર્થું.

**બીજી દાસીઃ** પરભૃતિકા ! એકલી એકલી કંઈ ગુંજે છે ?

**પહેલી દાસીઃ** મધુકરિકા ! ઉન્મત્ત થાય છે પરભૃતિકા આંબામ્હોરને પેખીને.

**બીજી દાસીઃ** ( હરખ ભેર ત્હેની કને જઇને ) શું ? બેઠો યે તે મધુમાસ ?

**પહેલી દાસીઃ** મધુકરિકા ! અત્ય્હારે તો ત્હારી ઋતુ છે આ; મદભર ગીત ને મદઘેલા વિલાસની.

**બીજી દાસીઃ** સખિ ! ટેકો દે મ્હને કે આગલા ફણાએ ઉભી આંબામ્હોર વીણી કામદેવનું પૂજન કરી લઉં.

**પહેલી દાસીઃ** જો મ્હને યે ખરે ! અડધુંક પૂજનફળ મળે તો.

**બીજી દાસીઃ** વણબોલ્યે યે એ તો સાંપડતઃ કાં કે એક જ છે આપણાં જીવિત, જો કે જૂદાં ઉભાં છે શરીર. ( સખીને ટેકે ઉભા આંબામ્હોર ચૂંટે છે. ) અહો ! અધઉઘડી યે આંબામ્હોરની કળીઓ આ બન્ધનભંગથી મ્હેકી રહે છે.

( કહી ખોબલો કરીને )

૩. આંબામ્હોર ! ત્હને હું સમર્પું છું એ કામ ધનુર્ધરને;
લક્ષી પથિકજુવતીઓ પાંચેમાં તું થજે અધિકું બાણ.

( કહી આંબા મ્હોરે વધાવે છે. )

( પડદો ઉઠાવી પ્રવેશીને ક્રોધથી )

કંચુકીઃ ઉભી રહે જરા, ભાનભૂલી ! દેવે વસન્તોત્સવની દુહાઇ દીધે યે તું આંબામ્હોરનો કાલકાભંગ કરે છે ?

બન્ને દાસીઓઃ ( બ્હીને ) કૃપા રાખો, આર્ય ! જાણતાં નથી એ અમે.

કંચુકીઃ શું ? નથી સાંભળ્યું ત્હમે કે વસન્તમાં વૃક્ષોએ પણ દેવની દુહાઈ પાળી છે ? ને મંહી વસતા પંખીઓએ ય તે ? એમ જ છે.

૪. આંબે કંઈ દિનથી કળી ય ઉઘડી, ત્હેને ન આવી રજ,
કૂટયા છે, પણ ત્હો ય હા ! કુરબકો ઝીણા કળીની સમા;
ને વીત્યે ય શિશિર કંઠ ખળકે બોલ્યું નૃકોકિલનું:
ધારૂં, પાછું ધરે સ્મરે ચકિત થઈ ભાથેથી ખેંચ્યું શરે.

સાનુમતીઃ સન્દેહ નથી. મહાપ્રતાપી છે રાજર્ષિ.

પહેલી દાસીઃ આર્ય ! થોડાક જ દિવસથી શહેરકોટવાળ મિત્રવસુએ અમને રાણીઓની સેવામાં પાઠવી

વિદૂષક: જરાક થોભો. આ કાષ્ટદંડથી કામબાણનો નાશ જ કરૂં છું હું. ( કહી દંડ ઉપાડીને આંબામ્હોર મારવા જાય છે. )

રાજા: ( હસીને ) ભલે. દીઠું બ્રહ્મવર્ચસ્ને. સખે! પ્રિયાનું કંઈકે અનુકરણ કરતી લતાનાં દર્શનથી ક્ય્હાં બેશીને તરશી આંખને ઠારૂં ?

વિદૂષક: વળી ત્હેનાતની દાસી ચતુરિકાને મહારાજે ફેર માગ્યું જ છે ને કે ' માધવીમંડપે આ અવસર ગાળીશ; તે ત્ય્હાં ચિત્રફલકે ઉતારી મ્હેં સ્વહસ્તે ચીતરી દેવી શકુન્તલાની છબિ આણજે' એમ ?

રાજા: એવડું હૃદયવિનોદનું સ્થાન ? તો ત્ય્હાંનો જ માર્ગ દાખવ.

વિદૂષક: આમ, મહારાજ ! આમ.

( બન્ને ચાલે છે. સાનુમતી પાછળ પાછળ ચાલે છે )

વિદૂષક: મણિશિલાની પાટવાળો આ માધવીમંડપ. ફૂલપલ્લવના રમ્ય ઉપહારથી નિશ્ચે આપણને સ્વાગત દઈ તે વધાવે છે. તો પ્રવેશી વિરાજિયે મહારાજ.

( બન્ને પ્રવેશીને બેસે છે )

સાનુમતીઃ વેલીને ઓઠેથી પેખું જરા સખીની છબિ. પછી ત્હેના સ્વામીની બહુમુખી પ્રીત વર્ણવીશ ત્હેને.

( કહી એમ કરી ઉભે છે. )

રાજાઃ મિત્ર ! સન્ધુ યે હાવાં સાંભરે છે શકુન્તલાનું પૂર્વવૃત્તાન્તઃ ને કહ્યું યે છે ત્હને મ્હેં. નકાર્યાની વેળાએ ન્હોતો તું મ્હારી કને. ને તે પ્હેલ્લાં યે નથી ત્હેં કદી યે લીધું એ દેવીનું નામ. રખે ને ! મ્હારી પેઠે તું ય તે વીસર્યો તો ન્હોતો ને ?

વિદૂષકઃ ન્હોતો વીસર્યો. પણ બધું કહી રહ્યા પછી વળી આપે 'પરિહાસનું જલ્પવું છે આ; બનેલી કથા નથી એઃ' એમ ભાખ્યું હતું. ને મ્હેં યે ઢફ્ફાંબુદ્ધિનાએ એમ જ માની લીધું હતું. અથવા તો, ભાવી ખરે જ ! બળવન્તુ છે.

સાનુમતીઃ એમ જ છે એ.

રાજાઃ ( ધ્યાનમાં ડૂબીને ) મિત્ર ! ઉગાર મ્હને.

વિદૂષકઃ અરે ! શું આ ? ન જ ઘટે આવું આપને. સત્પુરુષો કદી યે નથી થતા શોકનાં ધામ. વાવાઝોડામાં યે ખરે ! અડોલ જ હોય ગિરિવરો.

અં. ૬, પા. ૧૩૨

રાજા: મિત્ર ! નકાર્યાથી વ્હાવરી · પ્રિયાની દુઃખદશ સાંભરી આવ્યે છેક જ શરણુસૂનો છું હું ત્હેણે ય તે

૯. અહીંથી નાકાર્યે સ્વજન પૂંઠળે કીધું પળવા;
'ઉભી રૂહે' ઉચ્ચાર્યે ઉભી જ ગુરુશિષ્યે ગુરુ સમે;
પછી આંસુ ઉલટયે મલિન નજરો ફેંકી મુજ શું–
હું નિર્દય શુંઃ સૌ તે વિષમય દહે શલ્ય શું મ્હને.

સાનુમતીઃ અહો ! આવઆવડી નિજ કર્તવ્યપરાયણુતા! એમના સન્તાપે રીઝું છું હું.

વિદૂષકઃ ને મ્હારી એક કલ્પના છે કે કોઇ એક આકાશ વિહારિણી એ દેવીને લેઇ ગઈ.

રાજાઃ પતિને પ્રભુ માનનારી અન્ય કોને અડવા યે દે ? મેનકા ત્હારી સખીની જનેતા છે એમ સાં ભળ્યું છે. ત્હેમની સહિયરો તુજ સખીને હરી ગઇ એવી મુજ હૈયાની યે છે આશંકા

સાનુમતીઃ મોહતન્દ્રા જ વિસ્મયકારિણી હતી; ન તે આ જાગૃતિ.

વિદૂષકઃ જો એમ જ હોય તો નિશ્ચય કાળાન્તરે યે તે દેવીનો સમાગમ થશે.

રાજાઃ શાથી કહે છે ?

વિદૂષકઃ કાં કે સ્વામીવિયોગી દુઃખિણી દુહિતાનું દીર્ઘ-
દર્શન માતાપિતા સહી જ ન શકે.

રાજાઃ મિત્ર !

૧૦. સ્વપ્નું શું ? માયા શું ? મતિભ્રમે શું ? હા !
કે અલ્પ ફળનું હતું અલ્પ પુણ્ય એ ?
પાછું ન આવે ત્યમ તે ગયું જ સૌ;
પડતા તટો શા જ પડે મનોરથો.

વિદૂષકઃ મા બોલો એવું. આ વીંટીનું સાંપડવું જ દાખે
છે કે મળવાનું તો અણચિન્તવ્યું યે
આવી મળે.

રાજાઃ (વીંટીને વિલોકીને) અરેરે ! દુર્લભ સ્થાનેથી પડી
ગઈ કંઈ આ દામણી!

૧૧. વીંટી ! તુજ પણ પુણ્યરાશિ, સાચે !
ફળથી જણાય જ અલ્પ, મ્હારી પેર;
અરુણ નખમનોહરી પ્રિયાની
મ્હડી વર અંગુલી, પણ સરી પડી તું.

સાનુમતીઃ જો બીજાને હાથ મ્હડી હોત, તો સાચ્ચેને જ
દામણી થાત.

વિદૂષકઃ અને શા પ્રસંગે આ મુદ્રાવીંટી દેવીની આંગ-
ળીએ પ્હેરાવી'તી ?

અં. ૬, પા. ૧૩૪

સાનુમતીઃ મ્હારા જેટલું જ કુતૂહલ છે એને ય ''તે.

રાજાઃ સાંભળ. નિજ નગરી ભણી વળવા નીકળ્યે મ્હને પ્રિયાએ અશ્રુભીની આંખડીએ પૂછ્યું, 'કેટલેક કાળે આર્યપુત્ર સમાચાર પાઠવશે ?'

વિદૂષકઃ પછી ?–પછી ?

રાજાઃ પછી આ મુદ્રિકા એની અંગુલીએ પ્હેરાવી ને ઉત્તર વાળ્યોઃ

૧૨. અક્કેક તો દિનદિને અંહીના જ મ્હારા
નામાક્ષરો તું ગણજે; ન પૂરા કરીશ
ત્ય્હાં તો ત્હને મુજ પ્રિયે ! રણવાસ રૂંહેવા
લેવા દૂતો તુજ કને ઉભશે જ આવી.

ને તે ઘોરઆત્માના મુજથી મોહવશાત્ ન પળાયો.

સાનુમતીઃ એ અવધિ તો સુન્દર હતો, પણ વિધિએ બગાડયો.

વિદૂષકઃ ને શી રીતે તે માછીમારે ચીરેલી લાલ માછલીના ઉદરમાં જઇ પડી ?

રાજાઃ શચીતીર્થે વન્દન વન્દતાં ત્હારી સખીના હાથેથી ગંગાના વ્હેણમાં તે પડી ગઈ.

સાનુમતીઃ ને એથી જ તપસ્વિની શકુન્તલાને પરણ્યાનો આ અધર્મભીરુ રાજર્ષિને સન્દેહ પડ્યો. નહિ તો આ સમી પ્રીતને સંભારણાની જરૂર શી આવડી ?

રાજાઃ ઠપકો દઉં આ મુદ્રિકાને જરા.

વિદૂષકઃ (આત્મગત) લીધો એમણે માર્ગ ઉન્માદીઓનો.

રાજાઃ ૧૩. એ રમ્ય ને કોમલ અંગુલીકૂટ્યા
કરને તજી ક્‌હોણી જલે કયમે ય તું ?
અથવા

અચેત તો કો ગુણ પારખે નહીં ?
મ્હેં યે જ શા માટ ઉવેખી એ પ્રિયા ?

વિદૂષકઃ (આત્મગત) શું ભૂખ મ્હને અંહિયાં જ ખાઇ જશે ?

રાજાઃ પ્રિયે ! અકારણે પરિત્યાગના પશ્ચાત્તાપી હૈયાના આ જનની જરા અનુકમ્પા દાખવો પુનર્દર્શને.

(પડદો ઉછાળી, હાથમાં ચિત્રફલક લઈ પ્રવેશીને)

ચતુરિકાઃ આ ચિત્રચીતર્યાં દેવી. (કહી ચિત્રફલક દાખવે છે.)

વિદૂષકઃ (અવલોકીને) સરસ, મિત્ર ! મધુરી જ છે અવસ્થા-દર્શનની ભાવલીલા. મ્હારી દૃષ્ટિ જાણે ઠોકરાય છે નીચા ઉંચા પ્રદેશોમાં.

**સાનુમતીઃ** ધન્ય છે રાજર્ષિની આ નિપુણતાને, જાણે કે સખી જ મ્હારી સન્મુખે ઉભી!

**રાજા:** ૧૪. જે અધૂરૂં હતું ચિત્રે, તે તે લીધું સુધારી સૌ;
ત્હેના લાવણ્યની ત્હો યે કાંક આ છાય દાખવે.

**સાનુમતીઃ** પશ્ચાત્તાપભારે અણઝંખવ્યા એમના સ્નેહને યોગ્ય જ છે એ બોલ.

**વિદૂષકઃ** અહો મિત્ર! આમાં તો ત્રણ સુન્દરીઓ દીસે છે; ને સર્વે યે છે સુન્દર. તો આમાં દેવી શકુન્તલા કિયાં?

**સાનુમતીઃ** આવડાં રૂપનો યે અણપારખુ આ નિશ્ચે! કો વૃથાદષ્ટિનો જ દીસે છે.

**રાજા:** તું ત્ય્હારે કોને ધારે છે?

**વિદૂષકઃ** ધારૂં છું કે આ શિથિલ અંબોડલેથી ફૂલપડી વેણીવન્તી, સ્વેદમોતિયા, ઉગેલા વદનાળી, જરા વધારે ઢળકતા હાથની, જલસીંચનથી ચમકતી તરુણ કુંપળાળા આંબાઝાડને પડખે સ્હેજ થાકયા શી, આલેખેલી છે તે શકુન્તલા; ને બીજી સખીઓ.

**રાજા:** હોંશિયાર તો ખરો. ને ત્ય્હાં જ છે મ્હારાં ભાવચિહ્નો.

૧૫. ભીની અંગુલી મૂક્યાનો રેખાપ્રાન્ત દીસે મલિન ડાઘ;
ગાલપડયું અશ્રુ યે દેખાયે આ પીંછી છંટાયે.

ચતુરિકા ! અધીં જ આલેખેલી છે આ આનન્દ-
મૂર્તિને. જરા પીંછી લાવ.

ચતુરિકાઃ આર્ય માધવ્ય ! આવું ત્હાં સુધી જરા ઝાલશો
આ ચિત્રફલક ?

રાજાઃ હું જ એને ઝાલીશ.

( કહી કહ્યા પ્રમાણે કરે છે. )

( દાસી જાય છે )

રાજાઃ ( નિશ્વાસ નાખીને )

૧૬. સાક્ષાત્ પ્રિયા મળી'તી તે તરછોડી પૂર્વે,
સન્માનું છું બહુ જ ચિત્રચિતારી આ હું;
પન્થે મહાજલ ભરી નદી ઉતરી, હા !
જાગી સખે ! પ્રીત મ્હને મૃગતૃષ્ણિકાની.

વિદૂષકઃ ( આત્મગત ) મહારાજ તો નદી ઉતરી ઝાંઝવામાં
ખૂડયા ?—અહો ! બીજું શું આમાં ચીતરવાનું છે ?

સાનુમતીઃ જે જે પ્રદેશો મુજ સખીને મનગમતા છે,
તે તે ચીતરવા ઇચ્છતા લાગે છે.

રાજાઃ સાંભળઃ

૧૭. દોરવું હંસનું જોડું વેળુરમતું, વ્હેતી નદી માલિની,
મૃગસોહન્ત ,ઢળેલ બેઉ પડખે ગૌરીપિતા પાવન;
ને વલ્કલ સૂકવેલ વૃક્ષવિટપો; ઇચ્છું નીચે માંડવા
ડાબી આંખડી શામળા હરણને શીંગે ઘસન્તી મૃગી.

વિદૂષક: ( આત્મગત ) હું પેખું છું ત્હાં સૂધી તો ભરશે આ ચિત્રફલક લાંબી દૂઢાડિયાળા તપસ્વીઓનાં ટોળાંથી.

રાજા: ને બીજું, મિત્ર ! શકુન્તલાને મનગમતાં અલંકાર તો આમાં હું વીસર્યો જ છું.

વિદૂષક: એ શાં ?

સાનુમતી: ત્હેના વનવાસને સુકુમારત્વને ને વિનયને ઘટારત હોય તે સ્તો.

રાજા: ૧૮. નથી કર્યું કાનધર્યું રૂડું, સખે !
શિરીષ, ગાલે ઝૂલતા જ તન્તુનું;
નથી શરચ્ચન્દ્ર શી કિરણકોમળી
રચી સ્તનો મધ્ય મૃણાલમાળ મ્હેં.

વિદૂષક: અને રાતી કમળપાંખડી શી શોભતી હાથેળીથી મુખ આવરીને ચકિત ચકિત સરિખડાં દેવી કેવાં ઉભાં છે ! ( સાવધાનતા તાક્તો, નિહાળીને ) આહ્‌હા ! આ દાસીપુત્ર, ફૂલડાંનો ચ્હોર, ભમરો ભમે છે દેવીના વદનકમળ ફરતો.

રાજા: ખરે ! વાર એ ધૃષ્ટને.

વિદૂષક: દુર્વિનિતોના શાસક આપ જ એક વારી શકો એમ છો એને તો.

રાજા: વારૂ. અરે ઓ ! ફૂલવેલના વ્હાલા અતિથિ ! આંહી ચોમેર ભમવાનો ખેદ જ શું અનુભવવો છે ત્હારે ?

૧૯. આ ફૂલડે બેઠેલી,
તુજ અનુરાગી, તરશી યે ભમરી,
વાટ જૂવે સતી ત્હારી;
ન ખરે ! ત્હારા વિણ મધુને પીતી.

સાનુમતી: એ તો સજન શો વાર્યો એને.

વિદૂષક: વાર્યાં છતાં યે અવળી જ છે એ જાત.

રાજા: એમ ? અરે ! નથી માનતો મ્હારી આણ ? તો સાંભળ હાવાં.

૨૦. વણમર્દી બાળ તરુકુંપળ શો સુહન્તો,
મ્હેં પીધ જે ડસડસી રતિઉત્સવે, તે
બિંબાધરે અલિ ! અડીશ તું જો પ્રિયાનો,
તો તો ત્હને કમળકેદ મંહી પૂરીશ.

વિદૂષક: એવી સખ્ત સજાથી કેમ ન બ્હીએ ? (હસીને, આત્મગત ) મહારાજ જરા ઉન્માદમાં છે.

હું ય તે પામ્યો જાણે એમની સંગતે એમના શો રંગ. ( પ્રકાશ ) અરે ! અરે ! એ તો ચિત્ર છે.

**સાનુમતીઃ** મ્હને ય તે હમણાં જ ભાન આવ્યું કે આ ચિત્ર છે. તો પછી અનુભવેલું જ આલેખનારનું તો શું કહેવું ?

**રાજાઃ** મિત્ર ! શું આ કીધું હતભાગ્ય ?

૨૧. દર્શનસુખ અનુભવતો સાક્ષાત્ પેઠે હું તલ્લીન હૃદયે;
સ્મરણ જગાડી કરી ત્હેં ચિત્રવાસિની ફરી કાન્તા મ્હારી.

( હવી આંસુ સારે છે. )

**સાનુમતીઃ** પૂર્વાપરનો વિરોધી અપૂર્વ જ છે આ વિરહમાર્ગ.

**રાજાઃ** મિત્ર ! શાથી આમ અખંડ દુઃખ થાય છે મ્હને ?

૨૨. ઉજાગરો નિરોધે છે ત્હેનો સ્વપ્ને સમાગમ;
આંસુડાં પેખવા ના દે એને ચિત્રે'ય ચીતરી.

**સાનુમતીઃ** સઘળું યે ધોઈ નાંખ્યું આપે શકુન્તલાનું નકારાયાનું દુઃખ.

( પ્રવેશીને )

**ચતુરિકાઃ** જય હો—જય હો ભર્તાનો. પીંછીનો કરંડિયો લેઇને અંહી આવતી'તી—

રાજાઃ પછી શું?

ચતુરિકાઃ તે મુજ હાથેથી વચમાં જ તરલિકા સંગાથેનાં દેવી વસુમતીએ 'હું જ આર્યપુત્ર કને લેઈ જઇશ' કહીને બળાત્કારે છીનવી લીધો.

વિદૂષકઃ ધન્ય ભાગ્ય કે ત્હને છોડી!

ચતુરિકાઃ દેવીનો ડાળીભરાયો સાળુ તરલિકા છોડવતી'તી ત્ય્હાં હું જીવ લેઈને નાઠી.

રાજાઃ મિત્ર! દેવી પધારે છે, ને છે બહુ માનગર્વિતા. તું આ છબિને રક્ષજે.

વિદૂષકઃ કહો કે 'ત્હને પોતાને જ.' (ચિત્રફલક લેઇને ઉઠીને) જો આપ અન્તઃપુરના દાવખેલથી પરવારો તો મ્હને મેઘપડછન્દ મહેલેથી બોલાવજો. (કહી કહાવળે પગલે જાય છે.)

સાનુમતીઃ બીજે પ્રોવાયા હૈયાના યે પ્રથમ પ્રીતને સન્માને છે. અત્ય્હારે તો અતિ શિથિલ છે સૌહાર્દ એમનું.

(હાથમા પત્ર લેઈ પ્રવેશીને)

પ્રતિહારીઃ જય હો-જય હો દેવનો.

રાજાઃ છડીધારિણી! વચમાં દીઠાં નહીં ત્હેં દેવીને?

અં. ૬, પા. ૧૪૭

પ્રતિહારી: દીઠાં જ. હાથમાં પત્રવાળી મ્હને પેખીને પાછાં વળી ગયાં.

રાજા: કર્તવ્ય જાણુહારિણી કર્તવ્યઅવરોધે પરિહરે છે મ્હારા.

પ્રતિહારી: દેવ! અમાત્યની વિનતિ છે: 'મહેસૂલ ગણવાનું બહુ હોવાથી પુરનું કાર્ય એક જ જોવાયું છે. દેવ તે પત્રલખ્યું પ્રત્યક્ષ કરશે.'

રાજા: આમ લાવ કાગળ.

(પ્રતિહારિણી પત્ર આપે છે.)

રાજા: (વાંચીને) શું? સાગરસફરી જગવ્યાપારી ધનમિત્ર નાવ ડૂબ્યે ડૂબી ગયા? ને અપુત્ર કહે છે એ તપસ્વીને? 'એમનો ધનભંડાર રાજાને જાય' એમ અમાત્યે આ લખ્યું છે. ક્લેશકારિણી જ છે નિ:સન્તાનતા. પ્રતિહારિણી! બહુ ધનવન્ના હતા તો બહુ પત્નીઓ યે હશે સ્તો? તપાસ કરો ત્હેમની પત્નીઓમાં જો કોઇ ગર્ભવતી હોય તો.

પ્રતિહારી: દેવ! સંકેતના શેઠની દીકરી–ત્હેમની પત્નીને સીમન્તવિધિ હમણાં જ ગયાનું સાંભળ્યું છે.

રાજા: ને ખરે! ગર્ભને પિતાનો લક્ષ્મીવારસો ઘટે જ. જા એમ અમાત્યને કહે.

પ્રતિહારી: જેવી દેવની આજ્ઞા.

( કહી જાય છે. )

રાજા: અહિંયાં જરા.

પ્રતિહારી: આવી જી.

રાજા: ને શા માટે 'સંતતિ છે કે નથી' એટલું ય તે?

૨૩. વિછોહાશે જેહ જેહ વ્હાલાં ભાંડુ થકી પ્રજા,
નિષ્પાપે ત્હેમનો તે તે દુષ્યન્ત: ઘોષ એ કરો.

પ્રતિહારી: એવો જ ભયે પડો વાગશે. ( જાય છે. ફરી પ્રવેશીને ) માગ્યા મેહની પેઠે અભિનન્દાઇ એ દેવાજ્ઞા તો.

રાજા: ( દીર્ઘ ને ઉન્હો નિશ્વાસ નાંખીને ) આમ જ અરેરે ! સંતતિવિચ્છેદ્યાં નિરાધાર કુટુંબોના મૂળ પુરુષ વિદેહ થયે સંપત્તિ પરને જાય છે. મ્હારી ય તે અન્તે પુરુવંશલક્ષ્મીની એ જ કથા થવાની.

પ્રતિહારી: અશુભ સહુ અળગાં થાવ.

રાજા: હા ! ધિક્કૃ છે મ્હને કે આવ્યા કલ્યાણને અવમાન્યું.

સાનુમતી: નિ:સન્દેહ, શકુન્તલાને જ હૈયે સ્થાપીને નિજાત્માને નિન્દ્યો છે એમણે.

રાજા: ૨૪. નિજ પ્રાણ રોપેલી ય ધર્મપત્ની
ત્યાગી જ મ્હેં, મુજ કુળની પ્રતિષ્ઠા;
જાણે 'મહાફાલની આશ દેતી,
છાંડી સકાળે બીજવાવી પૃથ્વી.

સાનુમતીઃ અણઉચ્છેદી જ રહેશે હાવાં ત્હારી વંશવેલ, રાજવી !

ચતુરિકાઃ ( જનાન્તિક ) અરેરે ! આ વ્હેપારીની કથાથી તો બમણો થયો ઉદ્વેગ મહારાજનો. એમના આશ્વાસનને કાજ મેઘપડછન્દ મહેલેથી આર્ય માધવ્યને, જા, તેડી લાવ.

( કહી જાય છે. )

પ્રતિહારીઃ વારૂ કહ્યું.

રાજાઃ અરેરે ! સંશયદુખિયાં છે દુષ્યન્તનાં પિત્રિઓ. કાં કે.

૨૫ 'આના પછી શ્રુતિવિધિવત્ અંજલીથી
હા ! કો અરે ! અમ કુલે પિતૃદાન દેશે ?'
એવું વિચારી મુજ-પુત્રહીને દીધેલાં
રે ! આંસુ ધોઈ વધિયાં જલ પિત્રિ પીએ.

( કહી મૂર્છા પામે છે. )

ચતુરિકાઃ ( ચમકીને ને નિહાળીને ) ધીર ધરિયે–ધીર, મહારાજ !

સાનુમતીઃ હા ધિક્ક ! હા ધિક્ક ! દીવો છતાં યે અન્તર્પટને દોષે અન્ધકારદોષને જ એ અનુભવે છે. હમણાં જ એ નિવારૂં છું હું. કે નહીં ? શકુન્તલાને સુઆશ્વાસન દેતા મહેન્દ્રમાતાના મુખથી સાંભળ્યું છે મ્હેં કે યજ્ઞભાગ ઉત્સુક દેવો જ એવું કરશે, કે જેથી થોડુકમાં જ ધર્મપત્નીને સ્વામી અભિનન્દશે. તો એટલો અવસર વાટ જોવી સારી. ને ત્ય્હાં સુધી આ વાર્તા કહી પ્રિય સખીને આશ્વાસન આપું.

( સ્ત્રી આસમાં ફરી મારી જાય છે. )

( નેપથ્યમાં )

અબ્રહ્મણ્યમ્-અબ્રહ્મણ્યમ્.

રાજાઃ ( મૂર્ગ વત્ને, મન દઈને ) અરે ! માધવ્યનો જ એ દુઃખનો પોકાર. કોણ-કોણ છે રે ?

( પ્રવેશીને )

પ્રતિહારીઃ ( ચમકીને ) ઉદ્ધારિયે દેવ ! સંશયપામ્યા મિત્રને.

રાજાઃ કોણ પીડે છે માણવકને ?

પ્રતિહારીઃ અદૃશ્યમૂર્તિ કો સત્વે ઉપાડીને મેઘપ્રતિચ્છન્દ મહેલને ઉપલે માળે મૂક્યા છે.

રાજાઃ ( ઊઠીને ) હોય નહિ. ભૂતોથી ભરેલો છે શું મ્હારો યે મહેલ ? અથવા

૨૬. દિને દિને કંઈ થતી નિજની ચે :
ન જાણવી શક્ય પ્રમાદ ભૂલો;
પ્રજા પળે કોણ કિયે પથે, તે
અશેષ જાણ્યાની જ શક્તિ તો કયહાં ?

( નેપથ્યમાં )

અહો મિત્ર ! બ્હાર કરો–રે બ્હાર.

**રાજા:** ( ઉતાવળે ચાલીને ) સખે ! બ્હીશ મા.

( નેપથ્યમા )

( ફરીથી એ જ બોલીને ) કાં ન બ્હીઉં ? આ કોઇક ડોકી વાળીને શેરડીની પેઠે મ્હારા ત્રણ કટકા કરે છે.

**રાજા.** ( દૃષ્ટિ નાખીને ) જરા મ્હારૂં ધનુષ્ય.

( હાથમા ધનુષ્ય લેઈ પ્રવેશીને )

**યવની:** આ રહ્યું, મહારાજ ! મ્હોળિયા સાથેનું જ ધનુષ્ય.

( રાજા ધનુષબાણ ગ્રહે છે. )

( નેપથ્યમા )

૨૭. આ ત્હને હું નવલ કઠલોહીતરશ્યો
મારૂં, વાઘ જ્યમ જ ફ્રજતા પશુને,
દુઃખીના ભય હરવા ધનુષ્ ધરે, તે
દુષ્યન્ત જ તુજ શરણું છો હવાં હો.

રાજા: ( રોષથી ) કાં, મ્હને જ સંભારે છે ? થોભજે, ઓ શબાહારી ! હાવાં તું નહીં જીવે. ( ધનુષ્ય મ્હડાવીને ) છડીધારિણી ! નીસરણીનો માર્ગ દાખવ.

પ્રતિહારી: આમ, દેવ ! આમ.

( સર્વે સત્વર ઉપર જાય છે. )

રાજા: ( ચોમેર નિહાળીને ) આ તો બધું સૂનું છે !

( નેપથ્યમાં )

વ્હારે ધાવ, વ્હારે ધાવ. હું અહીંથી મહારાજને પેખું છું: આપ મ્હને નથી પેખતા. બિલ્લી-પકડયા ઉંદર શો હું જીવિતાશા છોડીને બેઠો છું.

રાજા: અહો ! અન્તર્ધાન-કલા-ગર્વિત ! મ્હારૂં આ શસ્ત્ર દેખ છ ? આ તે બાણ સાંધું છું, જે

૨૮. હણ્યા શો હણશે તુજને, રક્ષા શો રક્ષજે દ્વિજ;
પીએ છે હંસ તો દૂધ, વર્જે ત્હેમાં ભળ્યું જળ.

( કહી બાણ સાધે છે. )

( પછી પ્રવેશે છે વિદૂષકને છોડેલો માતલી. )

માતલી: ૨૯. ઇન્દ્રે કીધા દૈત્ય નિશાન આપના,
તો તેહ શું આ ધનુ ખેંચજો સુખે;
પ્રસન્નતાશીળી પડે સુહૃત્ પરે
સન્તોની આંખડલી ન દારમાં શરો.

( પછી પ્રવેશે છે આકાશમાર્ગેથી રથે વિરાજેલા રાજવી ' ને માતલી )

રાજા: માતલિ ! નિર્ધારેલું કાર્ય પાર ઉતર્યું. પણ મહેન્દ્રના મહાસત્કારભારથી તો નિરુપયોગી જેવો જ પોતાને જાણુ સ્હમજું છું હું.

માતલી: ( સ્મિત કરીને ) આયુષ્મન્! બન્નેય તે અસન્તોષ જ માનો છો.

૧. પ્રથમે કીધ મ્હાડ ઈન્દ્ર શું તે
હીધ સન્માનથી આપ અલ્પ માનો;
વળી પ્રાક્રમવિસ્મિતે સુરેન્દ્ર
તમ સંત્કાર વડા ગણ્યુ ન લેશે.

રાજા: માતલિ ! મા-મા કહે એવું. ખરેખર ! મનોરથભોમની યે પારનો હતો એ વિદાયવેળાનો સત્કાર તો. દેવતાઓની સમક્ષ મ્હને ખરે જ ! અર્ધાસને બેસાડયો; અને

૨. વાંછા ઉરે ધારી કને ઉભેલા
જયન્તને જોઈ સ્મિતે વધાવી
રોળાઈ ઉરના હરિચન્દને તે
પ્હેરાવી મન્દારની માળ ઈન્દ્રે.

માતલી: એવું શું કાંઈ યે છે જે આયુષ્યમાનને અમરેશ્વર પ્રત્યેથી ન ઘટે? જૂવોઃ

૩. સુખરમન્ત સુરેન્દ્રની સ્વર્ગથી
અસુરકાંટ ઉખેડી જ બે વીરે;
તમ સુછોલલ પર્વ શરે હવાં,
વળી અગાઉ નખે નરસિંહને.

રાજાઃ એમાં તો ખરે:! ઈન્દ્રદેવનો જ મહિમા સ્તુતિયોગ્ય છે.

૪. સાધે વડેરૂં પણ કાર્ય નીચ્યા જનો કો,
ગૌરવગુણો જ ગણજો સહુ સ્વામીના તે;
અન્ધારને અરુણ થાત શું ભેદનારો ?–
ન્હેને ય ના કરત જો ધુરી કોટિકિરણી ?

માતલીઃ ઘટારત જ છે આપને તો એ. (કંઇક અન્તર વટાવીને) આયુષ્મન્! પેખો અંહીથી આકાશપાટે મંડાયેલ આપનું આ યશસાભાગ્ય.

૫. સુરસુન્દરીના શણગારવધિયા
રંગો વડે કલ્પલતાની ઝૂલ્યે,
ગીતયોગ્ય માની, ગણી અર્થવાહી,
દેવો ત્હમારાં ચારતો લખે છે.

રાજા: માતલિ! અસુરસંહારની ઉત્સુકતામાં પહેલાંને દિવસે આકાશે ચ્હડતાં નિહાળાયો નથી મુજથી સ્વર્ગમાર્ગ. કિયા વાયુના માર્ગમાં આ છીએ આપણે?

માતલી: ૬. જ્હે જ્ય્હાં ત્રિવેણી સુરગંગ નભપ્રતિષ્ઠા,
જ્ય્હાં ઘૂમતા કિરણ વેરી જ તેજગોલ,
વિરાટની પદપ્રભાથી તમસ નિવાર્યો,
કહેવાય છે પથ પરિવહ વાયુનો આ.

રાજા: માતલિ! એથી જ ખરે! બાહર ને અન્તરમાં મુજ અન્તરાત્મા પ્રસન્ન થાય છે. (રથચક્ર નિહાળીને) મેઘમાર્ગમાં ઉતર્યાં છીએ આપણે.

માતલી: કેમ જાણ્યું મહારાજે?

રાજા: ૭. મંહી-મંહીથી ખરન્તા ચાતકો આરડીથી,
વીજળીઝબકથી જો! ઘોડલા ઝળહળે, ને
જલકણથી ભીના આ ચક્રઃ સૌ દાખવે કે
રથ તુજ નીરભરિયા મેઘ માથે જ ચાલે.

માતલી: ક્ષણમાં જ હવે આયુષ્મન્ નિજ અધિકારદેશમાં વિહરશે.

રાજા: (નીચે અવલોકીને) માતલિ! વેગે ઉતરવાથી આશ્ચર્યદર્શન થાય છે આજ મનુષ્યલોકનાં. એમ જ છે.

૮. પર્વતશૃંગ ઉંચે ઞ્હડયાથી પૃથિવી જાણે વિશાળી બને,
પર્ણોમાંહિ છુપાવું વૃક્ષ તજતાં પડદા ઉઠ્યે ડાળના;
જલલોપી હતી ઝાંખી, વિસ્તરી જ તે વ્યક્તિત્વ નદીઓ ધરે:
જો કોએ ય ઉછાળી જેવી ધરણી આવે છ મ્હારી ભણી.

માતલી: રૂડું જોયુ. (બહુ માનથી અવલોકીને) અહો! વિશાળી ને રમણીય છે પૃથ્વી.

રાજા: માતલિ! આગળપાછળ સાગરઆંધ્યો, સુવર્ણરસ નિર્ઝરતો, સન્ધ્યાના જાણે મેઘમોલ સરિખડો, કિયો આ પર્વત દીસે છે?

માતલી: આયુષ્મન્! એ તો ખરે! હેમકૂટ નામ કિંપુરુષોનો જ પર્વત, તપનું સિદ્ધક્ષેત્ર. પેખો'

૯. સ્વયંભૂના મરીચિથી થયા જેહ પ્રજાપતિ,
તે ગુરુ દેવદૈત્યોના સપત્ની તપ તપે અંહી.

રાજા: તો ખરે! ન જવું ઘટે કલ્યાણને ઉલંઘીને. ભગવન્તની પ્રદક્ષિણા કરીને જવા ઇચ્છું છું

માતલી: ઉમદા વિચાર છે મહારાજનો.

(ઉતરવાનો 'અભિનય કરીને)

**રાજા:** (વિસ્મયતાથી)

૧૦. લેશે ઘસાયાં ન અડયે ય પૃથ્વિને
રથચક્ર, કે ના ઉડતી દીઠી રજે;
અને અછોડા ન નિરોધવે ય ત્હેં,
આ ઉતર્યો રથ, પણ તે જણાય ના.

**માતલી:** એટલો જ મહેન્દ્રનો ને આયુષ્યમાનનો વિશેષભાવ.

**રાજા:** માતલિ ! આ પ્રદેશમાં કિયો મારીચઆશ્રમ ?

**માતલી:** (હાથથી દાખવતાં દાખવતાં)

૧૧. ઢાંક્યું અર્ધું જ રાફડે તનુ, ઉરે તો સર્પકાંચળી ઉડે,
કંઠે જીર્ણ લતાગૂંથ્યા વલયથી અત્યન્ત પીડાયલા,
સ્કન્ધે ફેલી, શકુન્તમાળથી ભરી, સોહે જટાની ઘટાઃ
છે જ્યાંહી થડ શા મુનિ અચળ આ સૂર્યે જ માંડી મુખ.

**રાજા:** નમસ્તે, હે કષ્ટતપસ્વીજી ! નમસ્તે.

**માતલી:** (રેનખેંચ્યો રથ કરીને) અદિતિઉછેર્યા મન્દારવૃક્ષાળા પ્રજાપતિના આશ્રમમાં આ પ્રવેશ્યા આપણે.

**રાજા:** સ્વર્ગથી યે અધિકું નિર્વૃત્તિસ્થાન છે આ. અમૃતના ધરામાં જાણે ડૂબકી જ મારી.

**માતલી:** (રથને થંભાવીને) ઉતરિયે, મહારાજ !

**રાજા:** (ઉતરીને) માતલિ ! ત્હારૂં કેમ હવે ?

**માતલી:** સાંતર્યો છે રથને મ્હેં. હું યે ઉતરૂં છું. (એમ કરીને) આમ, આયુષ્મન્ ! (આગળ ચાલીને) પેખો, મહારાજા ઋષિજીની આ તપોવનભૂમિને.

રાજા: ખરેજ ! વિસ્મયથી અવલોકુ છુ.

૧૨ પ્રાણોને પણ કલ્પવૃક્ષવનમા જો ! વાયુભક્ષી કીધા,
સોનાપદ્મની રેણુરંગીત જલે ધર્માભિષેકો કરે,
મણિશિલાતલ ધ્યાન, સયમ ધર્યો જો ! અપ્સરાઓ કને,
જે વાછે તપથી બીજા મુનિવરો, તે મધ્ય તપ આ તપે.

માતલી: ઉન્નતગામિની જ હોય છે ખરે ! મ્હોટેરાઓની પ્રાર્થના

( આગળ ચાલીને, આગાશ ભણી )

અહો વૃદ્ધ શાકલ્ય ! ક્યહા વિરાજે છે ભગવાન મારીચ ? શુ કહો છો ? શું ? 'અદિતિએ પતિવ્રતાધર્મ વિશે પૂછયે મહર્ષિપત્નીઓ સગાથે એમને સભળાવે છે ઓ,' એમ ને ?

રાજા ( કાન દઈને ) ત્યહારે તો વાટ જોવી જોઇશે કથાના અવસર સૂધી

માતલી ( રાજાને નિહાળીને ) મહેન્દ્રના પૂર્વજને નિવેદન કરવાની તક સાધી આવુ ત્યહા સૂધી, આયુષ્મન્ ! આ અશોક વૃક્ષના થડ કને ઘોભિયે

રાજા જેવી ત્હારી ધારણા ( કહી થોભે છે )

માતલી આયુષ્મન ! રજા લઉ છુ હુ ( કહી જાય છે )

રાજા ( શુભ શુકન થયાનુ સૂચવીને )

૧૩ ના મનોરથની આશા, ગા બાહુ ! ફરકે વૃથા ?
પૂર્વે તરછોડયું ભાગ્ય મહાદુ ખે ફરી મળે.

( નેપથ્યમા )

અં. ૭, પા. ૧૫૯

ચાલાકી કર મા. કેમ ? ગયો જ ને પાછો પોતાના સ્વભાવ ઉપર ?

**રાજા:** ( મન દઈને ) અવિનયની આ લોમકા ન્હોય. તો કોને વળી આ વારે છે ? ( શબ્દ અનુસારે નિહાળીને, વિસ્મયથી ) અરે ! ને કોણ હશે ખરે ! આ બે તાપસીઓએ વારેલો આ અબાલજીવનો બાળકો ?

૧૪. અડધુ ધાવ્યો, ને માથી વિછોડયે ચાળવીખર્યો,
સિંહબાલ બલાત્કારે ખેંચે છે એ રમાડવા.

( પછી પ્રવેશે છે વર્ણવ્યા કાર્ય કરન્તા તાપસીઓ ને બાળક )

**બાલ** મ્હો ઉઘાડ, સિંહ ! ત્હારા દાત ગણું.

**પહેલી તાપસી** ઉછાછળો બાળકો ! અમારે સન્તાન સરિખડા પ્રાણીઓને કેમ પજવે છે ? સાચ્ચે ! વધતાં જાય છે ત્હારા તો તોફાન અમસ્થાને નથી ખરે ! ઋષિજને ત્હને દીધેલું સર્વદમન એવુ નામાભિધાન.

**રાજા** ને કેમ જાણે આ બાળમાં, ઔરસ પુત્રની પેઠે, પ્રેરાય છે મ્હારૂ મન ! ખરેખર ! મ્હારી અપુત્રતા જ વત્સલતા રૂપે ઢળે છે.

**બીજી તાપસી** સિંહણી તુજપે તરાપ મારશે હો—જો એના બાળકાને નહિ છોડે તો

**બાલ:** ( હસીને ) અહોહો ! બહુ જ જાણે બ્હી ગયો હું.
( નીચલો હોઠ કહાડી દાખવે છે. )

**રાજા:** ૧૫. મહાન તેજનું બીજ બાલ આ ભાસતો મ્હને;
અગ્નિ શું તણખારૂપે ઈન્ધણાં માગતો ઉભો !

**પહેલી તાપસી:** બાળ ! આ ન્હાનકડા મૃગરાજને છોડ.
બીજું ત્હને રમવાનું આપું.

**બાલ:** કય્હાં છે ? દ્યો તો. ( કહી હાથ લંબાવે છે. )

**રાજા:** શું ? ચક્રવર્તીનાં લક્ષણે એ ધારે છે ? એમ
જ. એનો.

૧૬. લોભન્ત વસ્તુની પ્રીતે પ્રસારિયો
સોહે છ કર અંગુલિગ્રન્થીથી ગૂંથ્યો;
રંગે ભર્યા રમ્ય નવપ્રભાતમાં
પ્હેલ્લું ખીલ્યું પાંખડીબાંધ્યું પદ્મ શું ?

**બીજી તાપસી:** સુવ્રતા ! બોલ માત્રથી ફોસલાવવાનું નહીં
બને એને. જા; મ્હારી પર્ણકુટીમાં રંગરંગેલો
માર્કંડેય ઋષિકુમારોનો માટીનો મોર છે, તે
લેઈ આવ.

**પહેલી તાપસી:** વારૂ. ( કહી જાય છે. )

**બાલ:** આનાથી જ ત્યહાં સુધી રમીશ.

( કહી તાપસીને નિહાળી હસે છે. )

રાજા: ખરેખર! કોડ થાય છે મ્હને આ અળવીતરાના.

૧૭. ઝંખાય દન્તકળીઓ અમથાં જ હાસ્યે,
ને બોલડે અધુકડે રમણીય બોલી;
ખોળે સ્હડયાનું કરતા પૂત તેડંતા કો
થાયે જ ધન્ય જન અંગરજે રજાળાં.

તાપસી: ભલે! મ્હને એ બદતો નથી. ( આજુબાજુ નિહાળીને ) કોણ છે અંહી ઋષિકુમારો? ( રાજાને નિરખીને ) કલ્યાણુમુદ્રાળા! અંહી આવશો જરા? ને છોડાવો છોડવવી મુશ્કેલ આ બાથમાંથી બાળખેલમાં જકડેલ બાળ મૃગરાજને.

રાજા: ( પાસે જઇને, સ્મિતથી ) અરે ઓ મહર્ષિપુત્ર!

૧૮. યોગ્ય સંયમ ત્હને જ જન્મથી;
આમ આશ્રમવિરોધી વર્તને
કાં બગાડ સુખધામ પ્રાણીનાં?
—જેમ નાગબચલાં જ ચન્દન.

તાપસી: કલ્યાણુમુદ્રાળા! નથી ખરે! એ ઋષિકુમાર.

રાજા: મૂર્તિ સમોવડી ચેષ્ટા જ એની ભાખે છે તે. સ્થાનપિછાનથી જ મ્હેં તો એવું ધાર્યું'તું.

( વિનવ્યા પ્રમાણે કરી બાળકનો સ્પર્શ પામીને, આત્મગત)

૧૯. આ કોકના યે કુળની કળી જ
અડયે ઉંઠે છે સુખ અંગ મ્હારે;
તો જેહને તે ઉછર્યો ઉછંગે,
કરે ન ત્હેને ઉર શાન્તિ શી શી?

તાપસી: ( બન્નેને નિહાળીને ) આશ્ચર્ય ! આશ્ચર્ય !

રાજા: આર્યે ! શેનું વળી આશ્ચર્ય ?

તાપસી: આ બાળકની ને આપની આકૃતિઓ છે
ભળતી, ને તેથી થાય છે વિસ્મય મ્હને
અપરિચિત છતાં યે આપ વિરૂદ્ધ વર્તતો
નથી એ.

રાજા: (બાળકને લાડ લડાવતો) આ જો મુનિકુમાર નથી,
તો પછી કિયું છે એહનું કુળ ?

તાપસી: પુરુવંશ.

રાજા: (આત્મગત ) મ્હારા જ કુલનો ને શું ? ! એથી
જ ખરે ! એનામાં મુજ અનુસાર ધારે છે આ
બાઈ. એ જ છે પૌરવોનું અન્તિમ કુલવ્રત.

૨૦. પૃથિવી પરિરક્ષાવ જ પ્હેલાં
રસઅધિકા ભવને નિવાસ માણ્યા;
પછી તે વ્રતધારી સંયમીનાં
તરુમૂળિયાં જ બને છે ધામ ધીઓાં.

(બ્હેર ) ને વગી પોતા ગ્રેળે તો મનુષ્યોથી
અહીં ક્હ્યાંથી પ્હોંચાય

તાપસી: કલ્યાણમુદ્રાળા ભાખે છે એમ જ છે. અપ્સરા-
સંબંધથી ત્હેની જનનીએ અહીં દેવપિતાને
તપોવને પ્રસવ્યો છે ત્હેને.

રાજા: (મુખ વાળીને) ખરે જ! આ બીજું આશાકિરણ. (પ્રકાશ) અને એ મહાદેવી કિયા નામના રાજ-વીનાં રાણી થાય?

તાપસી: ધર્મપત્નીના એ છાંડણહારનું નામે લેવાનું કોણ ધારે?

રાજા: (સ્વગત) ખરે! આ કથા તો જાણે મ્હારી જ ન હોય! તો આ બાળકની માતાનું નામ તો જરા પૂછી જોઉં.—નહીં નહીં, આર્યાચાર નથી પરદારા શું વ્યવહાર.

તાપસી: (માટીનો મોર હાથમાં લેઇ, પ્રવેશીને) સર્વદમન! આ શકુન્તલાવણ્યને જો!

બાળ: (દૃષ્ટ નાંખીને) ક્ય્હાં છે મારી મા?

બન્ને તાપસીઓ: ભળતા શબ્દે છેતરાયો એ માયેલો.

બીજી તાપસી: બાળ! આ માટીના મોરની રમ્યતા તું જો, એમ હું તો ભાખું છું.

રાજા: (અત્મગત) શું? શકુન્તલા એની માતાનું નામ? ન હોય શું વળી નામાભિધાનમાં યે મળતા-પણાં? ને રખે ને મૃગજળની પેઠમ નામ માત્રનું જ કથને મ્હારા ખેદને કાજે જ હોય.

બાલ: મા! ગમે છે મ્હને આ કલ્યાણમોર. (કહી રમકડું લે છે.)

પહેલી તાપસી: (વિલોકીને ઉદ્વેગથી) અરે! રક્ષામાદળિયું એને મ્હોંયે નથી દેખાતું.

રાજા: ઉદ્વેગ મા કરો. એ તો આ એના સિંહબાળના બથમર્દનમાં પડી ગયું છે. (કહી લઇ આપવા જાય છે.)

બન્ને તાપસી: મા અડશો, એને મા અડશો. શું? લીધુંય તે એહ?

(કહી વિસ્મયથી હૈયેમૂકયા હાથે પરસ્પરને નિહાળી રહે છે)

રાજા: શા માટે વારતાં'તાં મ્હને?

પહેલી તાપસી: સાંભળિયે, મહારાજ! આ છે અપરાજિત નામની ઔષધિ: એના જાતકર્મઅવસરે ભગવાન મારીચે દીધેલી. માતપિતા કે પોતા વિના અન્ય કો એને કદી યે ભોંયપડી પણ લે નહીં.

રાજા: ને લે તો?

પહેલી તાપસી: તો તે સર્પ થઇને ડંખે.

રાજા: ને કદી યે ત્હમે નજરે દીઠું છે એ રૂપાન્તર?

બન્ને તાપસીઓ: અનેક વેળા.

રાજા: ( હર્ષથી આત્મગત ) કેમ જાણે પૂરેપૂરા ભરાયેલા મુજ મનોરથને અભિનન્દતો ન હોઉં ! ( કહી બાળને પંપાળે છે )

બીજી તાપસી: સુવ્રતા ! ચાલ. આ વૃત્તાન્ત વ્રતપરાયણા શકુન્તલાને જઈને કહીએ.

( કહી જાય છે )

બાળ: મૂકો મ્હને કે મા કને જાઉં.

રાજા: દીકરા ! મ્હારી સાથે જ માતાને અભિનન્દજે.

બાળ: મ્હારા પિતા તો દુષ્યન્ત છે—ત્હમે નહીં.

રાજા: (હસીને) આ વિવાદ જ એની પ્રતીતિ છે.

( પછી પ્રવેશે છ એકવેણીધારિણી શકુન્તલા. )

શકુન્તલા: 'રૂપાન્તરઅવસરે યે હતી ત્હેવી જ રહી સર્વદમનની ઓષધી' એ સાંભળીને યે મ્હને ન પડી આશા મ્હારા સૌભાગ્યની. અથવા સાનુમતીએ કહ્યું તેમ સંભવે ય છે એ.

રાજા: ( શકુન્તલાને વિલોકીને ) અયે ! એ જ મહાદેવી.

२१. વસનો ધૂળધૂસરાં ધરેલી,
તપઆંખું મુખ, બાંધી એકવેણી;
મુજ નિષ્ઠુરના ય વિરહનું તે
વ્રત પાળી વહું સ્હોય શુદ્ધશીલા.

શકુન્તલા: (પશ્ચાત્તાપર્ફીકાં રાજાને પેખીને) ન ખરે! આર્યપુત્ર હોય ને જાણે! નહીં તો તો કોણ અત્યારે એ મંગલ રક્ષામાદળિયાળા મ્હારા બાળકાને અંગ અડકીને રોળે છે?

બાળ: (માતા કને જઈને) આ કોઈ પુરુષ મ્હને દીકરો કહીને આલિંગે છે.

રાજા: પ્રિયે! ક્રૂરતાથી જ મ્હેં ત્હને તરછોડી'તી. ત્હેનું યે અનુકૂળ પરિણામ નીપજ્યું. કારણ કે અત્યારે ત્હેં મ્હને ઓળખ્યો પેખું છું હું.

શકુન્તલા (આત્મગત) હૈયા! ધીરજ ધર, ધીરજ ધર. મત્સરઉતરી મુજ શું દૈવ અનુકમ્પા દાખવે છે. આર્યપુત્ર જ ખરે! છે આ.

રાજા: પ્રિયે!

> ૨૨. મોહતમસ્ તો સ્મૃતિથી
> ફીટયો, સુમુખિ! સન્મુખે ઉભી આ તું;
> ગ્રહણ ઉતર્યે લાધ્યો
> શશીને રોહણ રાણીનો યોગ.

શકુન્તલા: આર્યપુત્રનો જય હો! જય હો!—(એમ આંસુ ભરી ડૂસકાં ભરે છે.)

રાજા: સુન્દરી!

૨૩. આંસુડે યે રૂંધેલા એ 'જય' શબ્દે જીત્યો જ હું;
કાં કે હોઠભીડ્યું ફીક્કું વિવર્ણ, દીઠું'તું મુખ.

બાળ: મા ! કોણ છે એ?

શકુન્તલા: બાળ ! ત્હારા ભાગ્યનિર્માણને પૂછ.

રાજા: (શકુન્તલાના પગમાં પડીને)

૨૪. સુતનુ ! ઉરથી નાકાર્યાનો અભાવ ઉતાર તું;
-શું કહું ?-મનનો ત્મ્હારે સંમોહ મુજ બળિયો હતો;
તમસ્દુખિયા પ્રાયઃ વર્તે છ એમ શુભે ય તેઃ
અહીં લહી જ તરછોડે ફૂલમાળ અન્ધા શિર પડી.

શકુન્તલા: ઉઠિયે, આર્યપુત્ર ! ખરે ! મ્હારાં પુણ્યના આડકોટ શું કો પૂર્વકૃત્ય તે દિવસે ફળવાનું હશે કે દયામીણા યે આર્યપુત્ર મુજ શું વિરસ નીવડ્યા.

(રાજા ઉઠે છે)

શકુન્તલા: અને ક્યહાંથી આર્યપુત્રને સાંભરી આવી આ દુઃખભાગિણી ?

રાજા: ખેદનું શલ્ય ઉખાડી નાંખીને કહું છું કે

૨૫. મોહે જ મ્હેં સુતનુ ! અશ્રુ ઉવેખ્યું પૂર્વે,
ને હા ! પડી અધર ઝંખવતું'તું જેહ,

તે ઘેરી પાંપણપરોવ્યું જ અશ્રુ હ્‌હારૂં
આજે હું લ્હોઇ પરિતાપથી મુક્ત થાઉં.

( કહ્યા પ્રમાણે કરે છે. )

શકુન્તલાઃ ( નામમુદ્રા પેખીને ) આર્યપુત્ર ! આ જ એ મુદ્રિકા.

રાજાઃ આ મુદ્રિકા લાધ્યે જ ખરે ! સ્મૃતિ ચે લાધી.

શકુન્તલાઃ કપરૂં કીધું એણે કે આર્યપુત્રની પ્રતીતિને જ અવસરે એ દુર્લભ નીવડી.

રાજાઃ તો તો હવે ઋતુ પાક્યાના ચિહ્નરૂપે શોભવા દ્યો વેલીને ફૂલ.

શકુન્તલાઃ નથી એનો વિશ્વાસ મ્હને. આર્યપુત્ર જ એને ધારે.

( પછી પ્રવેશે છે માતલી. )

માતલીઃ ધન્ય ઘડી ! ધર્મપત્નીના સમાગમથી ને પુત્રસુખદર્શનથી આયુષ્યમાન મ્હોરેલા છે.

રાજાઃ મીઠાં ફળ આવ્યાં મુજ મનોરથને. માતલિ ! ન્હોતા જાણતા શું ખરે ! ઇન્દ્રરાજ આ વૃત્તાન્ત ?

માતલીઃ ( હસીને ) ઈશ્વરને શું અજાણ્યું છે ? ચાલો. આયુષ્યમાન ! ભગવાન મારીચ આપને દર્શન દે છે.

રાજા: શકુન્તલા ! આંગળીએ લે પુત્રને. ત્હને આગળ કરીને ભગવાનને દર્શને જવા ઇચ્છું છું.

શકુન્તલા: લજાઉં છું આર્યપુત્ર સંગાથે વડિલ સમીપે જતાં.

રાજા: એ યે આચરવું પડે કલ્યાણપ્રસંગે. ચાલ, ચાલ.

( સર્વ ચાલે છે. )

( પછી પ્રવેશે છ અર્ધાસને અદિતિ બેઠેલાં છે એવા મારીચ. )

મારીચ: ( રાજાને નિહાળીને ) દક્ષપુત્રિ !

૨૬. આગે ધપે તું સુતને રણમોખરે જે,
ભર્તા ભૂમંડલ તણો દુષ્યન્ત તે આ;
જેના ધનુથી નિષ્કર્મણતા જ પામી
એ ઇન્દ્રનું ય બનિયું ગણગાર વજ્ર.

અદિતિ: આકૃતિ જ ઉચ્ચારે છે પ્રભાવ એમનો.

માતલી: આયુષ્યમન્ ! આ પુત્રસ્નેહ નિર્ઝરતાં ચક્ષુઓથી દેવકુલના માતપિતા આયુષ્યમાનને અવલોકે છે. ત્હેમની કને પધારો.

રાજા: માતલિ !

૨૭. દ્વાદશ રીત વદન્ત સર્વ–મુનિઓ ક્હે ત્હેનું જે કારણ,
ભર્તા જન્મવિધિ ત્રણે ભુવનનો–જે યજ્ઞભાગેશ્વર;

ને જ્યહાં સ્થાન પરમ્ સ્વયંભૂ પુરુષે લીધં જન્મવા, એ જ આ
જોડું દક્ષમરીચિથી જનમ્યું—જે બ્રહ્માથી પેઢી બીજી.

માતલી: નહીં તો શું બીજું ?

રાજા: (કને જઈને) બન્નેયને ઇન્દ્રઆજ્ઞાથી દુષ્યન્ત
પ્રણમે છે.

મારીચ: વત્સ! ચિરં જીવજે ને પૃથ્વીને પાળજે.

અદિતિ: વત્સ! નિ:શત્રુ થજે.

શકુન્તલા: બાળક સંગાથે હું યે પાદવન્દના કરૂં છું.

મારીચ: વત્સ!

૨૮. ઇન્દ્ર સમોવડો સ્વામી, જયન્ત સરિખો સુત;
ન આશિષ ત્હને બીજી શોભે, શચી સમી થજે.

અદિતિ: લાડિલી! સ્વામીની બહુમાનવતી થજે. ને આ
દીર્ઘાયુ બાળકો ઉભય કુલને આનન્દનારો થજો. બેશ.

(સર્વે પ્રજાપતિ ફરતાં બેસે છે.)

મારીચ: (એકએકને નિર્દેશીને)

૨૯. રૂપી શકુન્તલા સાધ્વી, રૂડેરો પુત્ર, આપ છો;
શ્રદ્ધા ધન વિધિની આ ત્રિમૂર્તિ એકઠી મળી.

રાજાઃ ભગવન્ ! પ્હેલી પામ્યો મનના મનોરથની સિદ્ધિ, ને પછી પામ્યો દર્શન. એથી અપૂર્વ જ જાણ્યો ખરે ! આપનો કૃપાપ્રસાદ. કારણ કે

૩૦. પ્હેલું ઉગે ફૂલ, પછી ફૂળે ફળ,
પ્હેલાં ચ્હડે મેઘ, પછી પડે જળ;
એ માળ છે કારણકાર્યની, છતાં
પ્રસાદી પ્હેલ્લી, પછી તમ પ્રસન્નતા.

માતલીઃ વિધાતાઓ એમ જ પ્રસન્ન થાય.

રાજાઃ ભગવન્ ! આ આજ્ઞાધારિણીને ગાન્ધર્વ વિવાહ વિધિથી હું પરણ્યો. કેટલોક કાળ વીત્યે ભાંડુઓએ આણ્યે સ્મરણશિથિલતાથી નકાર્યે અપરાધી છું આપના સગોત્રી પૂજ્ય મહારાજ કણ્વનો. પછી વીંટી દીઠે સાંભરી આવ્યું કે ત્હેમની દુહિતાને પરણ્યો છું હું. વિચિત્ર જેવું જ ભાસે છે મ્હને તો એ સૌ.

૩૧. સમક્ષ દીઠે 'ગજ આ ન' થાય,
ગયા પછી તેહ પડે જ ભ્રાન્તિ;
પછી પદો પેખી પ્રતીતિ પામે;
એવા હતા મુજ મનના વિકારો.

મારીચઃ વત્સ ! છાંડ હવે નિજના અપરાધની શંકા. સંમોહ જ ત્હને થયો હતો. સાંભળ—

રાજાઃ ધ્યાનથી સાંભળું છું.

મારીચઃ જ્‍હારે અપ્સરાતીર્થથી ઉતરી દેખીતી જ વિહ્વળી શકુન્તલાને લેઈને મેનકા અદિતિ કને આવી ત્‍હારે જ ધ્યાનમાં જાણી ગયો હું કે દુર્વાસાના શાપથી આ તપસ્વિની સહધર્મચારિણીને આપે તરછોડી છે, અન્યથા નહીં. ને તે શાપ આ મુદ્રિકાદર્શને શમવાનો હતો.

રાજાઃ ( ઊંડો શ્વાસ લેઈને ) આ વેણુથી છૂટયો છું હું.

શકુન્તલાઃ ( સ્વગત ) હેવે અકારણે તરછોડી'તી મ્હને, ન આર્યપુત્રે. નથી વળી શાપાયાનું યે મ્હને કંઇ સાંભરતું. અથવા મળ્યો હોય મ્હને ત્‍હો યે તે શાપ મુજ વિરહસૂના હૈયાળીની જાણમાં યે નથી. એથી જ સખીઓએ દાખ્યું હશે મ્હને ભર્તાને મુદ્રિકા દર્શાવવાનું.

મારીચઃ વત્સે ! કર્યાનાં ફળ મળ્યાં છે ત્‍હને. તો હવે સહધર્મચારી પ્રત્યે ન ત્‍હારે રીસ કરવી ઘટે. જો:

૩૨. તુજને નકારી સ્મૃતિભ્રંશી નઠોર શાપે,
ઉનર્યે તમસ્ પતિનું તું પ્રભુના ય પાપી;
મેલે છવાઇ અરિસો છબિ ના ઝીલે જ,
ને શુદ્ધ દર્પણતલે પટ છે ઉધાડો.

**રાજા:** ભર્ગવાને ખરૂં ભાખ્યું.

**મારીચ:** વત્સ ! ત્હમે તો કંઈ અભિનન્દ્યો ને વિધિવત્ અમે જાતકર્મ કરેલા શકુન્તલાના આ પુત્રને ?

**રાજા:** ભગવન્ ! એ જ ખરે ! મ્હારી વંશપ્રતિષ્ઠા છે. ( કહીને બાળને હાથથી ગ્રહે છે. )

**મારીચ:** એ યે એવો જ થશે. એને ચક્રવર્તી જ માનજો આપ. જૂવોઃ

૩૨. રથે વણરોકેલે સ્થિર ગતિથી સિન્ધુ ઉતરીને
કરી નિ:શત્રુ તે પૃથિવિ જીતશે સપ્ત દ્વીપની;
વને સૌ પ્રાણીના દમનથી લીધું 'સર્વદમન,'
જને લેશે તે યે 'ભરત'નું બિરદ લોકભરણે.

**રાજા:** ભગવન્તે સંસ્કાર કીધે એની કનેથી અમે સઘળી યે આશા રાખિયે છીએ.

**અદિતિ:** ભગવાન ! એમની દુહિતાને મનોરથ સાંપડયાની વાર્તા કણ્વ મહર્ષિને યે જરા જણાવોને ? પુત્રીવત્સલ મેનકા તો અંહી જ ફરતી રહે છે.

**શકુન્તલા:** ( આત્મગત ) મનોરથ જ મ્હારો ભાખ્યો ભગવતીએ.

મારીચઃ તપઃપ્રભાવથી પ્ર..
શ્રીને તો.

રાજાઃ એથી જ ખરે ! મુજ શું અતિકોપ્યા નહિં
હોય મુનિથી.

મારીચઃ ત્હો યેં એમને પ્રિય તો મ્હારેં પાઠવવું જ
જોઈશે. કોણ-કોણ છે રે ?

( પ્રવેશીને. )

શિષ્યઃ ભગવાન ! હું છું.

મારીચઃ ગાલવ ! અત્ત્હારે જ આકાશમાર્ગે જઈને
મુજ વચનથી મહર્ષિ કણ્વને પ્રિય પહોચાડ
કે પુત્રવતી શકુન્તલાને તે શાપ ઉતર્યો, ને
સ્મૃતિલાધ્યા દુષ્યન્તરાજે પાછી સ્વીકારી છે તેંને.

શિષ્યઃ જેવી આજ્ઞા ભગવાનની. ( કહી જાય છે. )

મારીચઃ વત્સ ! ત્હમે ય તે નિજ પુત્રપત્ની સહિતે
મિત્ર ઇન્દ્રદેવને રથે વિરાજીને નિજ રાજ-
ધાનીએ સિધાંવો.

રાજાઃ જેવી ભગવાનની આજ્ઞા.

મારીચઃ અને વળી

'' ૫, ૫૮. ૧૭૫

વર્ષજો માગી વૃષ્ટિ,

રાજા: ભર્ગવાને ખર્ચું ભ. ... ન્દ્ર યશે;
રોઝમાં ઇ.

વીતી શત યુગમાલા એમ અન્યોન્ય રીઝી
ઉભય જગત પામો કીર્તિ કીધી કૃપાની.

રાજા: ભગવન્! યથાશક્તિ શ્રેયસ્ કાજે મથીશ હું.

મારીચ: વત્સ! શું આપનું વળી પ્રિય કરૂં હું?

રાજા: આથી યે પર પ્રિય કંઇ છે શું? છતાં યે જો
ભગવાન પ્રિય કરવા ઇચ્છતા હો તો આ કરો.

(ભરતવાક્ય)

૩૫. પૃથ્વીશ સૌ જગતહિતે પ્રવર્તજો!
સરસ્વતી શ્રુતિવિદને વધારજો!
સ્વયંભૂ ને જ સકલવ્યાપી શક્તિના
મ્હારો પુનર્ભવ પણ શંભુ ટાળજો!

( સર્વે જાય છે.)

સાતમો અંક સમાપ્ત.

શકુન્તલાનું સંભારણું નામ આ નાટક સમાપ્ત.

